# સુબોધક નીતિકથા

( પ્રાણી, ઝાડપાન ઈત્યાદિને લાગુ પાડીને
લખેલી નાની વાર્તાઓ )

લેખક
સ્વ૦ ખરશેદજી બમનજી ફરામરોજ
ઉર્ફે 'બીરબલ' નરીમાનવાડ-નવસારી

ત્રીજી આવૃત્તિ, સ૦ ૧૯૮૧

પ્રકાશક: સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય
અમદાવાદ અને મુંબઇ

અમદાવાદમાં મૂલ્ય ૬ આના, અન્યત્ર ૬॥ આના

# सुबोधक नीतिकथा

( પ્રાણી, ઝાડપાન ઈત્યાદિને લાગુ પાડીને
લખેલી નાની વાર્તાઓ )

લેખક
સ્વ૦ ખરશેદજી બમનજી ફરામરોજ
ઉરફે 'બીરબલ' નરીમાનવાડ-નવસારી

ત્રીજી આવૃત્તિ, પ્રત ૩૦૦, કુલ પ્રત ૫૮૦૦ મ૦ ૧૯૮૧

સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી
સંપાદક અને પ્રકાશક ભિક્ષુ-અખંડાનંદ
અમદાવાદ અને મુંબઇ

અમદાવાદમાં મૂલ્ય ૬ આના, અન્યત્ર ૬ાા આના

# बीजी आवृत्तिनुं प्रकाशकनुं निवेदन

આ પુસ્તક તેના કર્તા તરફથી ૪ મ ૧૯૦૧ મા ઝીણા અક્ષર અને સાદા પૂઠા સાથે રૂ ૧ ની કિમતે બહાર પડયુ હતુ કેટલાંક વર્ષથી તે મળી શકતુ નહિ "બીરબલ" અને બીજા ઉપનામથી "ભર કટોરા રગ" વગેરેના હાસ્યમિશ્રિત લેખોના લોકપ્રિય લેખક શ્રીયુત ખરશેદજી બમનજી ફરામરોઝ આ પુસ્તકના લેખક છે તેમણે વરસેક દિવસપર આ પુસ્તક ફરીથી છપાવવા તરફ ધ્યાન ખેચી તેને લગતા સર્વ પ્રકારના હક્ક આ સસ્થાને આપવાથી તેની આ સશોધિત આવૃત્તિ બહાર પડે છે, પરતુ તે અગાઉ (ગઇ હોળી તા ૪-૩-૨૦ ના દિવસે) એમનુ અવસાન થયુ છે

લગભગ બીજી વાર્તાઓના જેવીજ મતલબવાળી, હિદુ વાચકોને ન ગમે તેવી, તેમજ નજીવી સરખી મળીને દશ બારેક કથાઓ આ આવૃત્તિમાથી પડી મૂકી છે ભાષા, વાકયરચના, વગેરેમાં ઠીકઠાક કરવાનુ કામ પહેલી આવૃત્તિના છાપેલા સાકડા લખાણને લીધે કેટલીક જગાએ જોઇએ તેવુ નથી બજાવી શકાયુ આ વિષયમાં બહારથી જે પણ યોગ્ય સૂચનાઓ મળશે તે પુનરાવૃત્તિ પ્રસગે આભારસહિત ઉપયોગમા લેવાશે

આ પુસ્તક મોટી ઉમરના મનુષ્યોને માટે જેવુ ઉપકારક છે, તેવુજ તે ભવિષ્યના મનુષ્યોતરિકે હાલના બાળકબાલિકાઓ તથા વિદ્યાર્થીઓને માટે પણ ઉપકારક છે માબાપો તેમજ શિક્ષકોએ આવી વાર્તાઓ યાદ રાખીને તેમની આગળ કહી સભળાવવાથી તેમજ લખી વાચી શકે તેવી ઉમરના બાળકોના હાથમા ખાનગી વાચનતરીકે આવાં પુસ્તકો મૂકવાથી તે તેમને માટે આનદ તથા ઉમદા શિક્ષણ આપનાર થઇ પડે તેમ છે

વૈશાખ શુકલ એકાદશી સ ૧૯૭૬ ભિક્ષુ-અખંડાનદ.

# आ पुस्तक माटे थोडाक अभिप्राय

ગુજરાતી પંચ—'બાળકો માટે આ પુસ્તક એક અમૂલ્ય વાનગી છે"

**સરસ્વતી**—"વે (કહાનિયાં) પ્રાય સભી મનોરંજક હૈ ઉપદેશ તો કુછ ન કુછ સભીમે મિલતા હૈ વિશેષ કરકે લડકો ઔર લડકિયોકે બડે કામકી હૈ"

**કોળીસુધારક**—"વાર્તાઓ મારી ભાષામા લખાયલી હોઇ ગમ્મત સાથે જ્ઞાન આપે એવી છે પુસ્તક એક વખત હાથમા પકડયુ તો પછી પૂરૂ થયા સિવાય મૂકવાની ઇચ્છાજ થતી નથી + + + + + ગામડાગામમા વસતા અને વણુજ ઓછુ ભણેલા ભાઇઓથી પણ આ પુસ્તક હોંસથી અને ઘણી સહેલાઇથી વચાય એવુ છે"

**અંકુશ**—'આવી વાર્તાઓ ઉછરતા બાળકો જેઓને સામાન્ય શિખામણના શબ્દો કંઇ પણ અસર કરી શકતા નથી તેઓને પણ બહુજ સીધા, સમજુ અને ડાહ્યા બનાવે છે જે માબાપો પોતાના તોરી, વાટીના, હઠીના અને વારંવાર અપાતી શિખામણોપર ધ્યાન નહિ આપનારા બચ્ચાઓને રસ્તે લાવવા ચિંતાતુર બન્યા કરતા હોય અને કંટાળી ગયા હોય, તથા સહેલાઇથી જેઓ પોતાના બચ્ચાઓને ડાહ્યા બનાવવા ઇચ્છતા હોય, તેઓએ અવશ્ય આ પુસ્તક પોતાની પાસે રાખી તેનો ઉપયોગ કરી થોડે ખર્ચે અને થોડી મહેનતે પોતાની ધારણા પાર પાડવી જોઇએ લેખકના આ પ્રયત્નને અમે પૂર્ણ આદરભાવ સાથ વખાણીએ છીએ"

# શુદ્ધિપત્ર



| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૧૦ | ૧૦ | ધમ | ધૂમ |
| ૧૯ | ૮ | મારી | મરી |
| ૭૫ | ૪ | ળુટવાને | છૂટવાને |
| ૭૫ | ૫ | માણુમોને | માણુમોનો |
| ૭૫ | ૭૩ મી કથામા બુલબુલને સ્થળે | | કોયલ વાચવુ |
| ૭૫ | ૧૫ | ટૌવા | કૌવા |
| ૧૦૧ | ૬ | અધવા | અથવા |
| ૧૦૯ | ૯ | તણી | તેણી |
| ૧૧૪ | ૧૮ | ચાંદી | ચદી |
| ૧૨૪ | ૨ | પથ્થર | પથ્થર ઉપર |
| ૧૨૭ | ૯ | રહેનો હનો | રહેતો હતો |
| ૧૫૦ | ૭ | ઉપયોથી | ઉપાયોથી |
| ૧૫૨ | ૪ | અલેટાઇ | આળોટી |
| ૧૫૪ | ૧૭ | નાનકડી | નાનકડી ગાડી |
| ૧૫૯ | ૨૦ | કન્ય | કન્યા. |

# पहेली आवृत्तिनी प्रस्तावनाः—लेखकनी

આ પુસ્તકમા રજુ થયલી વાર્તાઓ ( ફેબલ્સ ) લખવાનો વિચાર, આગળથી કશીપણ ધારણા રાખ્યા વિના માત્ર એકાદ બે અચાનક સજોગોથી ઉત્પન્ન થયો હતો એ મધ્યેની ' માંકડ અને કીડી " વાળી બીજી કથામાં જણાવેલો બનાવ, પોતા ઉપર વીત્યાથી તેમજ " માર ખાઇ દમ ભરાવનાર કૂતરો " એ મથાળાવાળી ત્રીજી કથાનો બનાવ નજરે જોવામા આવ્યાથી, પ્રથમ એ બને કથાઓ આપોઆપ લખાઇ અને તે ઉપરથી બીજી નવી કથાઓ લખવાની જિજ્ઞાસા ઉત્પન્ન થઇને તે "તાતીઆગ" મા ઉપરાછાપરી લખાતી ચાલી એ લખાણ સન ૧૮૯૨ ના જૂન માસમા શરૂ થઇ ૧૮૯૩ ના માર્ચ માસ સુધી એકસરખી રીતે ચાલુ રહ્યુ હતુ, અને એ મુદતમા આ પુસ્તકમાની લગભગ સઘળી કથા લખાઇ ગઇ હતી માત્ર થોડીક તે પછી પ્રસગોપાત લખાઇ હતી એ કથાઓ મધ્યેની ઘણીખરી કલ્પનાથી ઉપજાવી કાઢેલી, કેટલીક અગત અનુભવના આધારે રચેલી અને બીજી કેટલીક ખાસ રીતે નીતિબોધ આપવાના હેતુથી લખેલી છે બીજી કેટલીક કથાઓ તકરારી તથા મતભેદની જણાયાને લીધે પાછળથી કાઢી નાખવામાં આવી છે, આ પુસ્તકની ભાષા અતિશય સરળ રાખવાની ખાસ સભાળ લેવામા આવી છે, કે જેથી બાળકો પણ તે વાચી સમજીને કથાઓથી મળતી ગમ્મત, તથા તેના નીતિબોધથી મળતી ચાનકનો લાભ લઇ શકે + × + +

નવસારી નરીમાનવાડ }
તા૦ ૧૫-૧૦-૧૯૧૦ }

ખ૦ બ૦ ફ૦

# आ पुस्तकना लेखकनी कथा

આ નીતિકથાઓના લોકપ્રિય લેખક શ્રીયુત ખરશેદજી બમનજી ફરામરોઝ જેઓ ૭૩ વર્ષની પાકટ ઉમરે ગુજરી ગયા છે, તેમની પોતાની હકીકત પણ એક કથાકહાણી જેવીજ છે

"બીરબલ" "ધકનજી બીન મકનજી" વગેરે ઉપનામોથી વર્તમાનપત્રોમા રમુજી અને ઉપયોગી લેખો લખીને લાખો વાચકોના દિલ જીતી લેનાર અને પોતાના બહોળા જ્ઞાન અને બાહોશીવડે ભલભલાને મહાત કરનાર આ ગૃહસ્થનો જન્મ નવસારી શહેરમા થયો હતો તેઓ ગુજરાતી નિશાળનુ પણ પૂરૂ શિક્ષણ મેળવી શક્યા નહોતા

સખ્યાબધ સ્ત્રીપુરુષો જેમને "પૂજ્ય ધર્મપિતા બીરબલ" કહીને સબોધતા, તેમના પોતાના પિતા તો તેમને ત્રણજ વર્ષના મૂકીને ગુજરી ગયા હતા અને તેમના માતાએ તેમને ગરીબાઇમા જેમ તેમ કરીને ઉછેર્યા હતા

મિત્રોનો તેમને ટોટો ન હતો, પણ કેટલાક તો એવાજ મળેલા કે તેમની પાસે નવાં નવા પુસ્તકો તૈયાર થએલા જોઇને ભલા બીરબલને છપાવી આપવાની લાલચ આપીને લઇ જતા, અને કેટલોક વખત ગયા પછી કર્તાતરીકે પોતાનુજ નામ ઠોકી બેસાડીને છપાવી દેતા ! તેમણે પચીસેક પુસ્તકો લખેલા, તેમાના ઘણાક તો આવીજ રીતે છપાયા હતા !

ગરીબાઇને લીધે મહેતાજીની, તેમજ કેટલાક પ્રેસો અને વર્તમાનપત્રોની તેમણે નોકરી કરેલી અને બીજી રીતે પણ ઘણા લોકોના પ્રસગમાં આવેલા, પરતુ નિસ્પૃહી, સરલ, ધર્મપ્રેમી અને સાચાબોલા બીરબલજી લક્ષ્મીના લાલચુ બની બડેખાંઓની ખુશામદ કે હાજીહા કરીને અથવા તો દુનિયાઇ હુશિયારીના પડદામાં રહેલા છળપ્રપચાદિનુ સેવન કરીને પૈસાદાર બનવા મથ્યા ન હતા. પોતાના સોબતીઓને લાખોપતિ બની ગયેલા જોવા છતાં પોતાના સદાચારી સાદા જીવનમાં અને લોકહિતાવહ લેખનવાચનમાજ તેઓ મસ્ત રહેતા

મુબાઇનાં હવાપાણી આગળ જતા માફક ન આવવાથી તેઓ પાછા નવ-

સારી આવી રહ્યા અહી આંખોમાં વ્યાધિ થઇ આવવાથી મુબઇ જઇ વાઢ-કાપ કરાવી, પણ ત્યા એકવાર ટ્રામગાડીમાથી ઉતરતા પડી ગયા અને પગપર પૈડુ ફરી વળતા હાડકુ ભાગી જવાથી ઘુટણ નીચેનો ભાગ કપાવી નાખવો પડયો

જીવનના છેલ્લા અઠવાડીઆમા ઇન્ફ્લુએન્ઝાના વ્યાધિથી પટકાઇ પડીને અ-શક્ત બન્યા, ત્યાંસુધી તેઓએ વર્તમાનપત્રોમાં હસાવનારા, નિડર અને સચોટ લેખો લખવાનુ કામ બહુ સારી લાયકાત સાથે બજાવ્યા કર્યું હતુ

આવા સદ્‌ગુણી માણસોને આમ દુ ખ ખમતા જોઇને કોઇએ અવળુ સમજવા જેવુ નથી દરેક માણસની હાલની સારી નરસી દશા તેના પૂર્વ કર્મને લીધેજ હોય છે એવા દુ ખ ભોગવી પાપને ક્ષીણ કરવા સાથે જેઓ સારા આચરણથી રહે છે, તેઓ આતરિક શાતિ પૈસાદારો કરતા પણ વધુ ભોગવવા સાથે પોતાના ભાવી શરીરને અને અમાપ જીવનને પણ બહુજ ઉમદા અને સુખદાયક બનાવે છે બીજી તરફ જૂઠપ્રપચથી બીજાના હક્ક અને સુખને ભોગે વૈભવ મેળવનારાઓ અતરમાં અશાત રહેવા ઉપરાત પોતાના ભાવી જીવનમા કાટા વેરીને તેને પણ દુ ખમય બનાવે છે માટે એવા બહારથી સુખી જેવા દેખાતા પ્રાપચિક જીવન કરતા નિર્ધનતા અને સાદાઇપૂર્વકનુ નીતિમાન અને ધાર્મિક જીવનજ હજાર દરજ્જે સુખદાયક તથા ઇચ્છવા જેવુ છે કહેવત છે કે "જેનુ છેવટ સારૂ તેનુ બધુજ સારૂ."



# सुबोधक नीतिकथा

## કથા ૧ લી–બાપ, દીકરો અને નીતિકથા

એક વિદ્વાન્ પુરુષનો છોકરો બહુ ચંચળ પણ ઉદ્ધત હતો. તેને ડાહ્યો કરવા માટે બાપ તેને ડાહી ડાહી શીખામણ આપે, પરંતુ છોકરો તે સાંભળે નહિ, અને સાંભળે તો ઝટ મનમાંથી કહાડી નાખે. આથી કરીને તે છોકરાની ઉદ્ધતાઈ જેવીની તેવી રહી. બાપે તેથી ખેદ પામી એક દિવસે છોકરાને કહ્યું, "દીકરા તું નીતિની સારી શિખામણો માનતો નથી, તેથી તું સદાનો ઉદ્ધત રહી જશે, અને પોતે દુઃખી થઈ બીજાઓને પણ દુઃખી કરશે." છોકરો બોલ્યો, "પિતાજી! તમારી ઇચ્છાને માન આપવાને હું અંતઃકરણથી ચાહું છું, પરંતુ તમો જે શિખામણ આપો છો તે મને મુદ્દલ ગમતી નથી. તે સાંભળતાં મને ચીડ ચઢે છે, અને જીવતર કંટાળાભરેલું લાગે છે." પિતાએ પૂછ્યું–"ત્યારે તને કેવી વાતો સાંભળવી ગમે છે, દીકરા?" પુત્રે તરતજ ઉત્તર વાળ્યો કે, "મને તો પ્રાણી, પદાર્થો અને ઝાડપાનની વાતો સાંભળવી ગમે છે. જો તમે તેવી વાતો કરશો તો હું આનંદથી તે સાંભળીશ, સાંભળીને યાદ રાખીશ, અને યાદ રાખીને તે પ્રમાણે વર્તીશ. વળી મારા સાથીઓને પણ તે કહી સંભળાવીશ અને તમો ઇચ્છો છો તેવું ડહાપણ પણ લઇશ." બાપ શાણો અને અનુભવી હતો, તેથી પુત્રના કહેવાનો ભાવાર્થ તત્કાળ સમજી ગયો, અને તેનું મન રીઝીને હોંશીલું થાય એવી ઢબની નાનકડી કથાઓ, પ્રાણીઓ, પદાર્થો, ઝાડપાનો વગેરેને લાગુ

પાડી કહી સભળાવવા માડી તે કથાઓ તેને એટલી મનોરંજક લાગી કે પિતા જ્યારે તે કહેવા બેસે ત્યારે તેની પાસેથી ખસે નહિ અને વધુ વાતો કરવાનો આગ્રહ કરે તેવી નાની કથાઓથી તે બહુ ડહાપણ સહેલથી શિખ્યો, અને એક ઉછાછળા છોકરાને બદલે શાણો છોકરો નીવડ્યો, એટલુંજ નહિ, પણ નીતિ, ડહાપણ, ઉદ્યોગ અને ભક્તિવાળો બનીને મોટપણે દુનિયામા કીર્તિવત પુરુષ થઇ પડ્યો

**બોધ**—આ વાત ઉપરથી બોધ લેવાનો કે નીતિની શિખામણો અને બોધ ખરેજ મૂલ્યવાન હોય છે, પણ છોકરાઓના કાચા અને રમતિયાળ મનને તે રુચિ શકતો નથી સાદી રીતે તે તેમના મનપર ઠસાવવા જતા તેમના મન જડ થાય છે, અને સામો તેમને અણગમો ઉપજે છે તેને બદલે કથા અથવા કવિતારૂપે તેમને શિખામણ કે નીતિનો બોધ આપ્યો હોય તો તેઓ ખુશીથી સાભળે છે, ગોખે છે, અને હોસે હોસે ફરી ફરી બોલે છે વળી તે કથાઓ પણ જો પ્રાણી, ઝાડપાન ઇત્યાદિને લગતી હોય છે તો તેના તરફ તેમની બાળકબુદ્ધિ વધારે ખેચાય છે, કારણ કે બાળપણમા તેમની મુખ્ય રમત પોતાની આસ-પાસના પ્રાણી અને ઝાડપાન સાથે હોય છે, અને તેમની સંગતથી તેઓ વિશેષ આનદ પામે છે માટે એવી કથાના રૂપમા આપેલો બોધ બાળકોના મનપર બરાબર ઠસે છે તે પ્રમાણે ચાલવાની તેઓને ઉલટ રહે છે, અને તેથી મોટપણે શાણા તથા નીતિવાન નીવડી, તેઓ પોતે સુખી અને બીજાને ઉપયોગી થઇ શકે છે મોટી ઉમરના માણસોને પણ એવી કથા સાભળવી તથા વાચવી બહુ ગમે છે તેઓ પણ તેમાથી સરસ બોધ મેળવી વિવિધ રીતે તેમનો લાભકારક ઉપયોગ કરે છે, અને હરેક ગુચવાડાભર્યા કામમા તે બોધ પ્રમાણે વર્તી તે કામ પાર પાડે છે

## કથા ૨ જી—માંકડ અને કીડી

કોઇ એક માણસને ત્યા ખાટલામા માકડનો ઉપદ્રવ થયો. બહુ બહુ ઉપાય કર્યા, પણ માકડની જડ ન જાય અને તે બાપડો સુખે ઉંઘવા ન પામે એક મિત્રે તેને ઉપાય બતાવ્યો કે, પલગમા થોડી કીડીઓ લાવીને મૂકી દો, એટલે ખૂણે ખૂણે ફરી વળીને માકડનો ઘાણ કહાડી નાખશે તેણે તેમ કર્યું, તથાપિ પરિણામ ઉલટુ જ જોયું. કીડીઓએ માકડને મારવા જોડે, રાત્રે બિછાના ઉપર નીકળી આવીને પેલા સૂનારના શરીરપર પણ ચટકા ભરવા માડયા અને તે ચટકાથી પેલા માંકડના ચટકા કરતા પણ તેને ચોગણી વેદના ખમવી પડી

**બોધ**—પોતાના ઘરમા કોઇ વાતનુ દુ ખ હોય, તો તેના ઉપાય આપણે બુદ્ધિ પહોચાડીને કરવા, પણ તે કારણે પારકાનો પગપેસારો આપણા ઘરમા કરવો નહિ પારકો માણસ એકવાર કદાપિ પેલા દુ ખનુ નિવારણ કરશે, તોપણ તેના બદલામા તેઓ એવો ચટકો ભરશે કે જે પેલા દુ ખને વિસરાવે એવો થઇ પડશે, અને તમારી સ્થિતિ “ પેણામાથી નીકળીને ચુલામા પડયા ” જેવી થશે.

---

## કથા ૩ જી—માર ખાવા છતાં દમ ભરાવનાર કુતરો

એક કૂતરો પોતાના મોહોલ્લાની હદ છોડી પડોશના પારકા મોહોલ્લામા ગયો ત્યાનો એક કૂતરો તેનાથી જોરાવર હતો. તેણે તેને સપાટામા લઇ સારી પેઠે લોહીલૂહાણ કર્યો એક દયાળુ માણસે આ જોતાજ વચ્ચે પડી તેને છોડાવ્યો, એટલે તે પૂછડુ નીચુ ઘાલી“કાઉચ કાઉચ ” પોકારતો પોતાના મોહોલ્લા ભણી નાસવા લાગ્યો. વચ્ચે તેને એક કૂતરૂ મળ્યું, જે તેનાજ મોહોલ્લાનું ભાઇબ ધ હતું તે તેના આ સ કંટમા ભાગ લેવા માટે દયા આણી ત્યા દોડી આવ્યુ હતુ, તથાપિ પોતે નિર્બળ હોવાથી મારામારીમા ભાગ ન લેતા આઘે ઉભુ રહી તેનો

જય થવા માટે પ્રાર્થના કરતું હતું. તેની એવી ભલાઈનો પાડ માનવાને બદલે, તેને જોતાજ આ મારખાઉ ભાઈબધે તેનાપર ધસી જઇ એક મજબૂત બચકુ ભરી, તેને નીચે પટકી નાખ્યુ, અને શત્રુપર પોતેજ જાણે જય મેળવ્યો હોય એવો દેખાવ કરતુ તે પોતાના મોહોલ્લામા આવી પૂછડી હલાવતું આટા મારવા લાગ્યું

બોધ–"હરામીને વાર, નહિ તો ગરીબને ખાઉ છુ" અને "નબળો માટી બઇરીપર શૂરો' એવી કહેવતો આપણામા ચાલે છે, તેમા આ વાર્તાનો બોધ સમાઈ રહે છે દુનિયામા કેટલાક માણુસ એવા નબળા, નગુણા અને હીચકારા હોય છે કે જ્યારે તેઓ બળવાન હરીફપર ફાવી શકતા નથી, અથવા બળવાનથી દુ ખ પામે છે, ત્યારે તેનુ વેર બાપડા નબળા માણુસોપર લે છે અથવા ઘરના માણુસોને હેરાન કરી પોતાને બળવાન દેખાડે છે એવા માણુસો દયા કે મદદને પાત્ર નથી "ભુડા સાથે ભલાઇ કરવી, એ ભલા સાથે ભુડાઈ કરવા સમાન છે"

---

## કથા ૪ થી–કુકડાની લડાઇ

એક જગાએ બે હરીફ બળવાન્ કુકડા વાઘની પેઠે ઉછળી ઉછળીને ઘાતકીપણે લડાઇ કરતા હતા તેમાનો એક જે લગાર નબળો હતો તે તેના બળીઆ હરીફથી ટુ પાઇ પીખાઇ લોહીલૂહાણુ થઇ ગયો, તોપણુ તે પાછો હઠયો નહિ અ તે એક વટેમાર્ગુને દયા આવવાથી તેણે તેને છોડાવ્યો અને કહ્યુ, "અભાગીયા પ્રાણી! તને થયેલા ઘા જોઇ મને કંપારી છૂટે છે, પણુ તે માટે ઠપકો તને પોતાનેજ ઘટે છે ઘાયલ થયા છતા પણુ શામાટે તુ છૂટો પડી નાસી ન ગયો? એમનો એમ તો તું કદાચ મરી પણુ જાત!" તે મરઘાએ ઉત્તર વાળ્યો,"મરી જાત તો હુ પોતાને ખરેજ સુખી ગણુત અમો જાતે યોદ્ધા છીએ. યુદ્ધ એ અમારો ધર્મ છે ઘા જોઇ તુ દુ ખ પામે છે પરતુ અમને તો એમા

મોજ મળે છે મરી જવામા દુ ખ છે ખરૂ, પરતુ હરીફથી હારી પીઠ દેખાડવામા તે કરતા પણ વિશેષ દુ ખ અમને લાગે છે ”

બોધ–સૌ પોતપોતાની લાગણી અને સ્વભાવ પ્રમાણે વિચાર અને કામ કરે છે એક જે બાબતને વાજબી ગણે તે બાજાને ગેરવાજબી લાગે એક જેમા સુખ માને તે બીજાને દુ ખ જેવુ દેખાય લડાઇ અને ઘા એ સાધારણ લોકોના મનથી ભય કર છે, પણ શૂરવીરો અને લડવૈયાઓની તો તે એક ફરજ અને મોજ છે માટે કોઇને શિખામણ દેતા તેની સ્થિતિ અને લાગણી પહેલા તપાસવી. તેમ કર્યા વિના શિખામણ દઇયે તો તે ઘણીવાર વ્યર્થ જાય છે, એટલુજ નહિ પણ તે દેનારની ઠેકડી થાય છે

## કથા ૫ મી—ડ ખ તોડેલો વિંછી

એક ગારુડીના હાથમા એક મોટો વિકાળ વિછી પકડાયો તેની પૂછડી ઉપરનો ઝેરી ડ ખ તોડી નાખી તેને તેણે પોતાની પાસે રાખી પાળ્યો તેને હાથ તથા મો ઉપર ચલાવી લોકોને તમાશો દેખાડી પૈસા મેળવે, અને તેનાપર બહુ હેત રાખે, પણ વિછી સ તોષી રહે નહિ એક દહાડે ગારુડીએ પૂછ્યુ, “ અલ્યા વિછી ! તને હુ આટલો બધો લાડ લડાવું છુ તે છતા તુ દુ ખી કેમ રહે છે ? ” વિછીએ કહ્યુ, “ તારાથી મે મારી જાત, જોર અને અગત્ય સર્વ ખોહી દીધા છે તેં મારો ડ ખ તોડી નાખ્યો તે કરતાં મને સદાને માટે મારીજ નાખ્યો હોત તો ભલુ હતુ, કેમકે ડ ખવડેજ હું વિછી હતો, અને સર્વને ભય ઉપજાવતો હતો, ડ ખ ગયો તો હું વિછી શાનો ? હવે તો હુ મકોડાથીએ હીણો ”

બોધ–માણસને તેના જીવતરના કરતા તે જીવતર ટકાવવાનું તથા પોતાની અગત્ય અને મોટાઇ દેખાડવાનુ સાધન વધારે વહાલુ અને જરૂરનુ હોય છે તે સાધન ગયુ કે તેની અગત્ય ઘટી તેનો અવતાર એળે જાય છે. માટે માણુસને ઘટે છે કે પોતાના લાગમા આવેલાપર

પોતાની મોટાઇ ચલાવી તેના એવા કોઈ પણ સાધન છીનવી લેવા નહિ. એક માણસનો જીવ તમે બચાવો અને તેને તમારો ગુલામ કરી રાખો, તે તમોએ ધર્મનું કિંવા દયાનું કામ કીધેલું ગણાય નહિ ગુલામગીરીથી તો તેનું જીવતર દુ:ખભર્યું થાય છે, અને તેવે જીવતરે જીવવા કરતા તેનો છેડો આવેલો જોવાને તે વધારે ચાહે છે

## કથા ૬ ઠ્ઠી–વાઘમામા અને તેની માસી ફાલુ

એક વાઘ ફાલુ ( ઘરડી શિયાળ ) ના ચાલુ ભુકવાથી બહુ કંટાળ્યો હતો ફાલુ વાઘની માસી કહેવાય છે, અને વાઘ રાત્રે બહાર નીકળે ત્યારે તેનાથી છેટે રહી " ફાઆ ફાઆ " કરી બૂમો પાડયા કરે છે, તેથી લોકો તથા નબળા પ્રાણીઓ સાવચેત બની આઘા પાછા થાય છે, અને એ રીતે વાઘના શિકારો છટકી જવા પામે છે સદરહુ વાઘમામાએ આ અડચણ ટાળવા માટે એક યુક્તિ કરી તેમણે એક દહાડે ફાલુને આમંત્રણ કર્યું કે " તમો અમારા માસી થાઓ છો અને વળી પ્રત્યેક રાત્રે જ્યારે અમારી સવારી બહાર નીકળે ત્યારે ચોપદારની પેઠે સલામી પોકારી અમારી સેવા બજાવો છો, તેનો પાડ અમે બીજે તે શુ વાળીએ ? પણ આજ રાત્રે તમોએ અમારી ગુફામા અમારી જોડે ભોજન લેવા પધારવુ ' ફાલુમાસી જાતે ચકોર હોવાથી ચેતી ગયા કે આ તો મારો જીવ લઇ ઠંડે પાણીએ કાસળ કાઢવાની વાઘે યુક્તિ રચી છે તેણે ઠાવકેપણે જવાબ કહાવ્યો કે, " તમારા નોતરા માટે અમો ઉપકારી છીએ, પરંતુ દિલગીર છીએ કે અમો તે સ્વીકારી શકતા નથી તમારી સવારી વેળા સલામ પોકારવી એ તો અમારો બાપદાદાનો ધર્મજ છે, એટલે તેનો પાડ લેવો અમોને ઘટે નહિ અમો તમારા માસી છીએ, તે માટે તમારા તરફનુ ભોજન અમો ખુશી સાથે લઈશું, પરંતુ અમારી બુઢ્ઢી વયને લીધે અમો તમારી ગુફા સુધી આવવાને અશક્ત છીએ કૃપા કરી તે ભોજન તૈયાર હોય તો કોઈ ગરીબડા

સેવક જોડે અમારે ઘેરેજ પહોચાડી દેજો, તમોને આશિષ દેતા અમે તે જમીશુ ”

બોધ–ઘરડાઓના ડહાપણભર્યા કામ જુવાનોને અણગમતા લાગે છે, પણ ઘરડા તેટલા માટે તે છોડી દેતા નથી. જુવાનો તેથી રીસે ચઢીને ઘરડાને દુ ખી કરવાની યુક્તિ કરે છે, પણ વયોવૃદ્ધના અનુભવ આગળ તે ઉઘાડી પડયા વગર રહેતી નથી. ઘરડાની પાકી યુક્તિથી તે વ્યર્થજ જાય છે શત્રુઓના મીઠા બોલો અને ન ધારેલી માયાથી એકદમ અ જાઇ જવુ નહિ ઘણુ કરી તેમા ખોટી નેમ હોય છે, માટે તે સ્વીકારવા પહેલા બહુ લાબો વિચાર કરવો

## કથા ૭ મી–ચોરઆમલો અને સાગ

એક વગડામા ચોરઆમલો ને સાગ એ બને ઝાડો એવા પાસે પાસે ઉગેલા હતા કે એકમા બીજાની ડાળી ભેળાય અને બ નેને વધવામા અડચણ નડે બ ને વચ્ચે તે માટે ઝગડો ચાલ્યા કરતો હતો એક વેળા ઝઘડો વધતા ચોરઆમલાએ અહકારથી સાગને કહ્યું, “ અલ્યા સાગ! મારી આગળ તારી શી બિસાત ? તું ગમે એવું મોટુ થશે પણ મારા જેવી જાડાઇ ને પુષ્ટતા તુ મેળવી શકનાર નથી મારા થડનો ગ જાવર ઘેરાવો એજ મારા હકની સાબિતી છે ” સાગે હસીને આ વાત તુચ્છકારી નાખી, અને કહ્યુ, “ ભરમાયલા ચોરઆમલા, તારા હૃષ્ટપુષ્ટ શરીરપર તું ફુલણજી થતો હોય તો તુ ઠગાય છે ઝાડનું મૂલ્ય માત્ર તેના મોટા કદપર નહિ પણ તેના નક્કરપણા અને ગુણપર છે તારૂ શરીર માતેલુ છે ખરૂ, પણ તે તદ્દન પોકળ અને તેટલા માટે નકામુ છે. હુ તારા જેટલુ માતેલુ નહિ તોપણ નક્કર ને બળવાન છુ, અને ઇમારતના કામમા વપરાઇ દુનિયામા મે નામના મેળવી છે, મેળવું છુ અને મેળવ્યા કરીશ ”

બોધ–માણસની યોગ્યતા તેના મોટા કદ, ગોધારૌ ( મોટો

જાડે ) સાદ અને ભપકાદાર દેખાવમા નથી, પણ તેના શરીરના બળ, મનની ચચળતા, દિલની ઉદારતા અને જીવની પવિત્રતાપર હોય છે અનેકવાર પુષ્ટ શરીરવાળા માણસ પાતળા પણ શૂરા માણસોને હાથ પટકાઈ ગયા છે, અને વળી શરીરે મજબૂત માણસો નબળા પણ બુદ્ધિબળવાળા માણસને હાથ પરાજય પામ્યા છે " મોટાઇ બુદ્ધિવડે છે, નહિ કે મોટી વયવડે, શેઠાઈ દિલવડે છે, નહિ કે માલમતાવડે "

## કથા ૮ મી—ઘડિયાળ અને સૂરજ

પોતાવડે લોકને વખત જોતા જોઈ એક ઘડિયાળ એવુંજ માની બેઠુ કે વખતને જન્મ આપનાર હુજ છુ વખત સૂર્યની ચાલથી ઉત્પન્ન થાય છે, અને ઘડિયાળ પણ સૂર્યની ચાલ પ્રમાણે ચાલે છે, પણ આ ઘડિયાળ તે ખોટુ માની એમજ સમજતું હતુ કે સૂર્યજ મારી ચાલ પ્રમાણે ચાલે છે! એક દહાડે આ ઘડિયાળનું ચક્ર બગડયુ અને તે " ફ્રાસ્ટ " ગયું, એટલે કે જોઇએ તે કરતા ઉતાવળુ ચાલ્યુ મધ્યાહ્ને તેમા બાર વાગવા જોઈએ તેને બદલે એક વાગ્યો, અને તેમ છતા સૂર્ય તો બરાબર માથે આવ્યો તે જોઇ ઘડિયાળે તેને કહ્યું, " અરે સૂર્યનારાયણ! તમો ધીમા કેમ પડી ગયા છો, અને બરાબર ચાલતા કેમ નથી? તમો હમણા પશ્ચિમ ભણી ઉતરતા હોવા જોઇએ તેને બદલે હજુ તો માથેજ આવ્યા છો! જુઓ, મારો કાટો હમણા જ્યારે એક વાગેલો દેખાડે છે ત્યારે તમે બાર વાગ્યાના અશપરજ છો! એમ કરવુ તમને ન ઘટે " સૂર્યે કહ્યુ, ભૂલ તમેજ કરો છો, હુ તો મારી નિયમિત ચાલ પ્રમાણે બરાબર ચાલુ છુ " પણ ઘડિયાળે તે માન્યું નહિ અને હઠ પકડી પોતાની ખોટી ચાલ ચાલુ રાખી માણસો તેથી વખત ચુકવા લાગ્યા, અને અતે એક ઘડિયાળીએ આવી તેનું બગડેલુ ચક્ર સુધાર્યું ત્યારેજ તે ખરો વખત દેખાડવા લાગ્યું

બોધ—કેટલાક માણસો બીજા મોટા માણસના પ્રતાપથી દુનિયામા

આગળ વધેલા હોય છે, પણ તેમ તેઓ કબૂલતા નથી, અને સામા અભિમાની બની જાણે પોતેજ તે મોટાને આધાર આપતા હોય એવુ દેખાડે છે વળી કેટલાક માણસો પોતે ભૂલાવામા પડી ખોટે રસ્તે ચાલે છે, અને તે માટે ડાહ્યા માણસો જ્યારે તેમની ભૂલ ભાગે છે ત્યારે તેમની સામા થઈને કહે છે કે, અમો નહિ પણ તમોજ ભૂલાવામા પડેલા છો! એવા માણસો મૂર્ખ અને અભિમાની હોય છે તેઓ પોતાના ખોટા વિચારમાજ સદા અથડાયા કરે છે, અને કાંઈ ઠોકર ખાય છે ત્યારેજ તેમની શુદ્ધ ઉઘડે છે

## કથા ૯ મી—ઔષધીનો પાલો અને માળી

એક માળી પોતાની વાડીમા ફૂલના ઝાડો પાસે ઉગી નીકળેલા નકામા રોપા નિંદતો હતો તે નિંદણમા એક ઔષધીનો પાલો હતો તેને પણ તે નિંદવા જતો હતો, તેવામા તે પાલો બોલ્યો, "સબૂર, માળી, મને ના ઉખેડ, હું એક ઔષધીનો પાલો છુ, અને એકથી વધારે જુદા રોગ સારા કરવાનો મારામા ગુણ છે" માળીએ હસીને કહ્યું, "આ ઔષધીના પાલાનુ રૂપ તો જુઓ! જેના દીઠા નહિ મરે તેના માર્યા શુ મરતા હતા? કદાપિ તુ ઔષધીનો પાલો હોય પણ ખરો, તોએ મારા શા ખપનો? હુ વૈદ થોડોજ છુ, અને રોગ પણ મને થોડોજ છે! મારે તો મારી વાડી સ્વચ્છ રાખવાની જરૂર છે" એમ કહી ઝટ તેણે તે પાલાને ઉખેડી નિંદણની ઢગલીમા ફેંકી દીધો.

બોધ—ગુણી માણસો ઘણુ કરીને સાદાજ દેખાવના રહે છે વળી કેટલાક ગુણી માણસો નાણાસબંધી માઠી સ્થિતિને લીધે એકાંતવાસ અને ગરીબીમા દહાડા કહાડે છે ગુણીજનોજ તેમના ગુણ પિછાને છે, બાકી ઘણા ખરા માણસો તેમનાવિષે તદ્દન અજાણ ને બેદરકાર રહે છે અવગુણી માણસો તો તેવા ગુણીઓને પિછાન્યા છતા તેમના ગુણની પિછાન કરતા નથી, એટલુંજ નહિ પણ પોતાના સ્વાર્થ કાજે

તેમને કચડી નાખવા પણ પછાત પડતા નથી એથી પ્રજાને બહુ ગેર-લાભ થાય છે માણસોનો તો ધર્મ છે કે ગુણીઓના ગુણ પિછાની તેમને આશ્રય આપવો, કદાપિ તેમ ના બને તો તેઓને દુ ખ તો દેવું નહિજ.

## કથા ૧૦ મી–ગધેડીની અધરણી

એક ગધેડીની અધરણી આવી તેણીના ભરથાર ગધેડાજી દિલના દુલ્લા હોવાથી તેને માટે તેમણે મોટી ધામધુમ કરી, અને ગધેડાની નાત ઉપરાત ઘોડા, ટટ્ટુ, ખચ્ચર ઇત્યાદિને પણ જમવા નોતર્યા ગધે ડીબાઈ એક તો અધરણીના હર્ષમા સમાયા ન જાય, તેમા આ ધામ-ધમ જોઇ, એટલે તો તેવણ ફૂલીને ફાટીજ ગયા ! જમવા આવેલા પરોણાઓમા એક વાઝણી ઘોડી પણ હતી તેને જોઇ ગધેડીબાઇને સુગ લાગી, અને ટીચકુ ચઢાવી બોલ્યા, “ બેન, ક્ષમા કરજો, પણ સાચુ કહ્યા વગર મને ચાલતુ નથી તમો જ્યારે વાઝિયા છો ત્યારે આ અધરણીના શુભ અવસરમા તમારે આવવુ નહોતું જોઇતુ. તમારા વાઝિયાપણાથી મને ભય લાગે છે કે રખે મારા પેટમાનું પરાક્રમી બાળક કથળેલુ જન્મે ” ઘોડીને આથી ભારે અપમાન લાગ્યુ તેણી ભવા ચઢાવી બોલી, “ ખરે તુ ગધેડી તે ગધેડીજ ! બચ્ચુ આવવા માટે તું એવડુ અભિમાન રાખે છે, પણ તે બચ્ચુ એક ગધેડા સિવાય વિશેષ નિવડનાર નથી. તેવુ એક ગધેડુ જન્મ્યુંએ સરખુ ને નહિ જ-ન્મ્યુંએ સરખુ એવા હીણાયલા બચ્ચાને જન્મ આપવા કરતા તો મારા વાઝિયાપણામાજ હુ માન સમજુ છુ ” ઘોડી એમ કહીનેજ ત્યાથી ચાલતી થઇ

બોધ–“ ઢેડીને ધાન ” અને “ હલકાને માન ” મળવાથી તે છકી જાય છે, અને થોડા પણ માનથી પોતાની ખરી સ્થિતિ ભૂલી જઈને મોટા માણસોની ખોડખાપણ કહાડી પોતાને મોટા દેખાડવા માગે છે પણ તેમા સામી તેઓનીજ હાસી થાય છે. હલકા માણસોના

ઉપકારમા બનતા સુધી જવુજ નહિ, કેમકે વાર વાર તેમા દિલ દુખાવાના કારણ મળે છે.

---

## કથા ૧૧ મી—શ્રી ઇંદ્રરાજા અને પ્રજાપંચ

એક ચોમાસાની ઋતુમા વરસાદે સૂકામણ પાડયાથી દુકાળની ધાસ્તી ઉભી થઇ લોકો વરસાદને તેડવા માટે ઉજાણી કરવા નગર બહાર ઉતરી પડયા, ને વરસાદના દેવતા ઇંદ્રરાજાની પ્રાર્થના કરી ભારે કાકલુદી કરવા લાગ્યા ઇંદ્રને તેમની દયા આવી અને તેઓ સાક્ષાત્ તેમની નજરે પડયા પંચલોકે તેમને પોતાની સ્થિતિ દર્શાવી વૃષ્ટિ કરવા વિનતિ કરી ઇંદ્ર મહારાજ તે ઉપરથી બોલ્યા, “ તમો સમસ્ત પ્રજાપંચ એકઠા થઇ જ્યારે મારે શરણેજ આવ્યા છો ત્યારે મારાથી તમને નિરાશ તો કરાયજ નહિ. ‘ પંચ ત્યા પરમેશ્વર ’ માટે તમારૂં નામ રાખી મરજી ન છતા હુ આજથી તમારાપર જળવૃષ્ટિ કરીશ, તથાપિ મારે તમને સાચેસાચુ કહેવું જોઇએ કે તમો આજકાલ જે ગભરાટમા પડયા છો તેમા દોષ તમારો પોતાનોજ છે પ્રત્યેક વરસે એકસરખી સારી વૃષ્ટિ થાય એવી આશા રાખવામા તમે મારાપર જોઇએ તે કરતા વધારે બોજો મેલો છો જેમ માણસોને અગવડો હોય છે તેમ દેવતાઓને પણ હોય છે તેવી અગવડથી કોઇવાર વરસાદ વરસવામા પણ વધઘટ થવી જોઇએ. તમો જાણો છો કે ગઇ સાલ મે બેવડી વૃષ્ટિ કરી હતી તમારી ફરજ હતી કે તમારે ટાકા તલાવો વગેરે મા જાસ્તી પાણી સાચવી રાખવું, નહેરો ખોદાવી પાણી ખેતરે ખેતર વહેતા રાખવા, અનાજ પકવી તેની પુરાત કાઇજ નહિ તો આવતા બે વરસો માટે તૈયાર રાખવી આમ કર્યાથી એક બે વરસ વરસાદ નહિ પડે તોપણ દુકાળ તમારાપર મારો ચલાવી શકે નહિ, અને તમો ભૂખે મરવાની ધાસ્તીમા આવો નહિ, પરંતુ તમો બેદરકાર રહી સાવચેતીના તેવા કશા ઉપાય કરતા નથી, અને મારૂ વરસાવેલું

પુષ્કળ જળ વ્યર્થ જવા દો છો હુ આશા રાખુ છુ કે હમણાનો ગભરાટ છાતીમા કોતરી રાખી ભવિષ્યમા તમો સાવચેત રહેશો ”

**બોધ**–આવકના વખતમા ઉડાઉ બની સઘળુ ગર્થ મોજમજામા ગુમાવી દેવુ નહિ, કાઈ પણ બચાવી સઘરી રાખવું, કે અગવડના સમયમા કામ લાગે, અને બીજા પાસે હાથ ઓળવા જવુ ન પડે. વળી ઈશ્વિરની કૃપા તથા કુદરતની સેવા ઉપરજ એકદમ ભરૂસો રાખી નચિત બેસી રહેવુ નહિ, પણ ઉદ્યોગ કરી પોતાના ગુજરાન તથા બચાવના સાધનો યોજતા રહેવુ જે માણુસો એમ કરે છે તેમને પરમેશ્વર સહાય થાય છે સરકારનો પણ ધર્મ છે કે દેશમા નહેરો, તળાવો, ટાકા ઇત્યાદિ જળસ્થળો વધારીને તથા અનાજના પાકની પુરાત વધે એવા ઉપાયો લઇને પ્રજાને મોઘવારી તથા દુકાળના ભયથી મોકળી રાખવી.

## કથા ૧૨ મી–મોતીયો તથા નેત્રવૈદ

એક માણુસની આખે મોતિયો બધાયો તેનાવડે પોતાની આખનો ઉજાસ બધ થયેલો જોઈ તે ગભરાવા ને રડવા લાગ્યો મોતિયો તે ઉપરથી અભિમાની થઇ બોલ્યો, “કેવો મારો ચમત્કાર! પાણીના એક ટીપા સરખો હુ તે બબ્બે હાથપગવાળા માણુસને કેવા આધળા ને નિરુપાય બનાવી મેલુ છુ!” એક નેત્રવૈદ જે તેની તપાસ કરવા આવેલો હતો તેણે કહ્યુ, “તારૂં અભિમાન મિથ્યા છે મોતિયા! તારા પોતામા એવુ કશું બળ નથી કે માણુસને તું નિરૂપાય કરી શકે, પણ જે જગાએ ને જે સ્થિતિમા તુ બેઠો છે તેને લીધેજ આ માણુસ નિરુપાય થયો છે બાકી તુ તો એક તુચ્છ કચરા કરતા પણ નિર્બળને નિર્જીવ છે, અને એ જગાએથી તું ખસ્યો કે કોઇ તારૂ નામ પણ યાદ કરવાનુ નથી ”

**બોધ**–તુચ્છમા તુચ્છ માણુસ પણ કોઇવાર એવી બળવત સ્થિતિમા મેલાય છે કે ભલા ભલાઓને તેનાથી ધ્રૂજવું ને હારી બેસવુ પડે છે.

પણ તેમા તેનું પોતાનું બળ કે શક્તિ કઇજ નથી, તેની તેવી સ્થિતિ બળવ ત છે તે સ્થિતિ બદલાતાજ તે માણસ પોતાની અસલ તુચ્છ સ્થિતિમા પાછો આવે છે, કિ વા નાશ પામે છે

## કથા ૧૩ મી–માંદો ધણી અને હેતાળ ધણીયાણી

એક ધણી મરણતોલ માદો થઈ ખાટલે પડયો હતો વૈદોએ તેના જીવવાની આશા મેલાવી ત્યારે તેની ધણીઆણી આખોમાથી આસુ સારતી કહેવા લાગી, "હે પ્રાણપતિ ! તમવડે મારૂ જીવતર છે તમો મુઆ એટલે હું પણ મુઈ જાણજો વૈદો કહે છે કે તમારી આવરદા પૂરી થઇ છે, પર તુ હુ પરમેશ્વરને સમક્ષ રાખી મારા આ યુષ્યમાથી દશ વરસ તમને આપી દઉ છુ તે લઈ કાઇજ નહિ તો બીજા દશ વરસ તમો જીવો અને મારા કોડ પૂરા પાડો " પત્નીના આ શબ્દો પૂરા થતાજ જમડાએ અણચિતો દેખાવ દીધો, અને તેણીને કહ્યુ, "બાઇ! ત્યારે હવે તમે મારે સ્વાધીન થાઓ તમારી ઉમ્મર માત્ર દશ વરસજ બાકી રહેલી હતી તે દશ વરસ તો તમે તમારા પતિને આપ્યા, એટલે હવે તમારી આવરદા આવી રહી છે !" તેણી બાપડી ગભરાટમા પડી અને બોલી, "હે જમડા ! ક્ષમા કર ! હુ પતિને માત્ર મારા પાચ વરસ આપવા માગતી હતી, પણ ભૂલમા મારાથી પાચને બદલે દશ વરસ બોલાઇ ગયા છે તે ભૂલ હવે હું સુધારૂ છુ, એટલે પાચજ વરસ હું મારા પતિને આપીશ !"

બોધ–ઘણાં માણુસો દુ ખના આવેશમા વારવાર મોત માગે છે તેમ કેટલાક માણુસો પ્રીતિના જુસ્સામા પોતાનાં વહાલાંઓને પોતાનું આયુષ્ય આપી જીવાડવાના મોટા બોલો બોલે છે, પણ તે માત્ર બોલવાનું છે. તે બોલો પ્રમાણે તેમનાથી બજાવી શકાતું નથી. ખરેખર, જ્યારે મોત તેમને માથે આવી ઊભે છે ત્યારે તેઓ તેનાથી બચવાને ધરતી ને આકાશ એક થાય એવા એવા ઉપાયો લે છે, તથા પોતાના

બોલેલા બોલો ફેરવી નાખવાને તરેહવાર બહાના ઊભા કરે છે. તેમને માટે સારો રસ્તો એ છે કે જ્યારે કુદરતી આફત યા મોતના જેવા બનાવ આવી પડે ત્યારે ધીરજથી તેને તાબે થવું, અને નહિ પળાય એવા મોટા બોલો બોલી પોતાની નબળાઇ દેખાડવી નહિ

## કથા ૧૪ મી–ઝાડ, લકડખોદ અને શકરોબાજ

એક લકડખોદ પોતાનુ રહેઠાણુ જે ઝાડપર રાખતો હતો તેજ ઝાડને પોતાની લોખડી ચાચો મારી મારીને પોલું કરતો હતો ઝાડે તે પરથી તેને કહ્યુ, " ભાઇ લકડખોદ ! મે તારૂ શુ બગાડયું કે તું મને ચાચો મારી ઘાયલ કરે છે ? હુ તો તને મારા અગપર જગા આપી તારી સગવડ સાચવુ છુ, જે માટે તારે કાંઈજ નહિ તો મારો ઉપકાર માનવો જોઈએ " લકડખોદે કહ્યુ " તારી વાત સાચી છે, અને તારી કૃપા માટે તારો ઉપકાર પણ હું માનું છુ, પરતુ મારાથી તને ચાચ માર્યા વિના રહેવાતુ જ નથી જ્યા પણ બેસવુ ત્યા ચાચ મારવી એ મારી સ્વાભાવિક ખાસિયત છે, અને તેથી તે પ્રમાણે હુ તારી સાથે વર્તતા દોષ સમજતો નથી " ઝાડ અને લકડખોદ વચ્ચે આમ વાત ચાલે છે તેવામા જોસભર ઉડતો એક શકરોબાજ ત્યા આવી ચડયો, અને લકડખોદને જોતાજ તેના ઉપર ઉતરી પડી તેને પોતાના પજામા લઇ પોતાની ચાચ મારવા લાગ્યો લકડખોદે જીવવાની આશા છોડી રડીને તેને કહ્યુ, " બળવાન શકરા ! મને તું શામાટે મારે છે ? મે શો તારો અપરાધ કર્યો ? મારા જેવા એક લુખ્ખા સુક્કા પક્ષીને માર્યાથી શુ તારી ભૂખ ભાગવાની હતી ? " શકરાએ જવાબ દીધો, " બીજા કશા હેતુથી હું તને મારતો નથી, પણ ઓ તુચ્છ પક્ષી ! મારી ખાસિયત શિકારી છે, અને જે પણ પક્ષી મળે તેનો શિકાર કરી જીવનો શોખ પૂરો પાડવો એ મારો ધધો છે, પછી તે શિકાર નિર્દોષ હોય કે દોષિત અને તેના માસથી મારો જીવ તૃપ્ત થાય કે નહિ " એમ કહી શકરાએ

લકડખોદને તેજ વખતે મારી નાખ્યો, અને ઝાડને તેથી આનંદ સાથે આશ્ચર્ય થયું.

બોધ–એક માણસ જાતે ભુંડુ હોય પણ તેટલા માટે એવું નથી ઠરતુ કે બીજા સાથે તેણે ભુંડાઈ કરવીજ જોઇએ, અને કરી તો સજાને પાત્ર નહિ થાય વળી પોતાની સાથે ભલાઇ કરનાર જોડે જે ભુંડાઈ કરે તે વધારે સજાને પાત્ર છે, અને ભલાઇ કરનાર સાથે ભુંડાઇ કરીને તે ભુંડાઇનો બચાવ કરનાર તો સૌથી ભુંડો અને તેટલા માટે સૌથી વધારે સજાને પાત્ર છે. એક ઘાતકી માણસ કોઇ રંકપર જાસ્તી ગુજારતો હોય અને તે રંક માણસ પોતાની અશક્તિને લીધે તેને કાંઇજ કરી શકતો નહિ હોય, તો તે ઉપરથી એમ સમજવાનુ નથી કે પેલો ઘાતકી માણસ વગર સજાએ સદાનો છટકી જશે ના, "શેરને માથે સવા શેર" એવો કોઈ માનો પૂત નીકળીજ આવશે, અને તેને હાથે એક રીતે નહિ તો બીજી રીતે તે ઘાતકી માણસ સજા પામ્યા વગર રહેશે નહિ તે સજા પણ એવી પામશે કે જે તેણે પેલા રંક માણસપર ગુજારેલી જાસ્તી જેવી અથવા તે કરતા પણ વધારે કઠણ હશે ઘાતકી માણસ એ રીતે પોતાની જાસ્તીની સજા જ્યારે બરોબર પામે છે ત્યારે તે જોઈ તેનાથી જુલમ ખમનારના દિલમા પરમેશ્વરના નિર્મળ ન્યાય માટે પરમ સંતોષ થાય છે

## કથા ૧૫ મી–સિંહને ઘેર લગ્ન અને ગધેડાનો ભોગ

એક સિંહને ત્યા લગ્નનો ઉત્સવ થયો. તેના આનંદમા વનના સઘળા નાના મોટા પ્રાણીઓની ન્યાત જમાડવામા આવી. સર્વ પ્રાણી લગ્નના મેળાવડામા સામેલ થયા બહારથી જો કે તેઓ હસતા રમતા દેખાતા હતા, તોપણ અંદરખાનેથી તેઓ નારાજ હતા, કારણ કે તેઓ દરેકનાં એકાદ પણ સગાંવહાલા આ સિંહનો શિકાર થયા વગર નહોતા રહ્યા. આમ છતા તેઓમાના એક મિ૦ ગધેડાજી મોજની મસ્તીમા

એટલા તો ચકચૂર બની ગયા કે તેઓ પોતાની ખરી સ્થિતિ ભૂલી ગયા અને સિંહને બળવંત જોઇ તેની ખુશામદ કરવા લાગ્યા જમણ-ની પંગતમાં સિંહરાજની સલામતી લેવડાવવાને પણ તેઓજ હોળીનું નાળીએર થઇ આગળ પડયા તે ભલી ભલાઈનું કામ બજાવતા તેમણે આ મતલબનું ભાષણ કર્યું, "નામદાર વનરાજ આપણા મહારાજા છે, એટલુજ નહિ પણ આપણા પાલણ ને તારણ કરતા પણ તેઓજ છે તેમને ત્યાં સર્વદા લગન સગન થાઓ કે આપણા જેવા ભૂખડી બારસોને તડાકો પડયા કરે હું ખાતરી આપું છું કે આપણ સર્વ એમના એકનિષ્ઠ અને રાજ્યભક્ત સેવકો છીએ, અને હું પ્રતિજ્ઞા લઇ કહું છું કે જો જરૂર પડે તો એઓ સાહેબના શબ્દપર પોતાનો પ્યારો પ્રાણ પણ અર્પણ કરવાને સેવક તૈયાર છે " સિંહરાજ આથી એટલા ખુશ થયા કે મિ૦ ગધેડાજીની પીઠ થાબડી તેમને પોતાની પાસે બિરા-જમાન કર્યા અને તેમની પદવી વધારીને ઘોડાની બરાબરની કરી એવા-માં એવું બન્યું કે પંગતમાં પીરસવાનું ભોજન ખૂટી ગયું હવે તુરતજ વધુ ભોજન તૈયાર કરી કામ આગળ ચલાવવું જોઇએ, નહિ તો સિંહ-રાજની ઠેકડી થાય બહારથી શિકાર કરી મંગાવવાનો વખત પણ ન-હોતો રહ્યો, એટલે આ મેળાવડામાનાજ એકાદ પુષ્ટ જીવડાને મારી તુરતાતુરત કામ લેવાથી નાખ સચવાય તેમ હતું ઠીક! પણ મારવા માટે હક્કદાર અને યોગ્ય જીવડે. કોને ગણવો? સર્વે એક નિશ્ચયથી કહેવા લાગ્યા કે, "ગધેડાજી સર્વેથી વધારે રાજ્યભક્ત છે, અને જો જરૂર પડે તો સિંહરાજના શબ્દપર પ્રાણ અર્પણ કરવાને પણ તેમણે તૈયારી દેખાડી છે ' સિંહ મહારાજના ધ્યાનમાં આ વાત ઝટ ઉતરી, અને હસ્તે મોઢે તેમણે મિ૦ ગધેડાજીને તેમનો પવિત્ર બોલ પાળવાની માગણી કરી મિ૦ ગધેડાજી ધ્રુજતે પગે અને આંસુભરી આંખે ખડા થયા, અને સિંહરાજે પોતેજ પોતાના પંજાવડે તેમનો પવિત્ર પ્રાણ લઇ પોતાની નાખ સાચવી!

બોધ—મોટાઓની મિત્રાઈ અને ખુશામત, ૨ કોને પ્રથમ બહુ લલચાવનારી અને વર્તાવનારી લાગે છે, પણ છેવટ તે તેના હકમાં નુકસાનકારક નીવડે છે મોટાઓ પોતાની ગરજને ખાતર પ્રથમ પોતાની પાછળ ઘસડાતા ૨ કોને છાપરે ચડાવે છે, પણ અ તે તેને તોડી પાડવા યા તેને ભોગમા આપવાને તેઓ જરા પણ અચકાતા નથી "મોટી માછલી નાની માછલીને ખાય" "મોટા જોડે નાનો ઘસડાય," "મરે નહિ તો માદો થાય" એ કહેવતો આ સ્થળે બ ધબેસ્તી છે ૨ કોએ એટલા માટે મોટાઓને પૂછડે ઘસડાવાથી અટકવું અને પોતાની સ્થિતિ કરતા વધારે પગલું આગળ ભરવુ નહિ મોટાઓની ખુશામત કરવી એ તો હાનિકારકજ છે, પણ પોતાના સાથીઓ, જાતભાઈઓ કિંવા સ્વદેશીઓના ભોગે મોટાઓની ખુશામત કરવી એ તો ઘાતકીપણ છે ઘણાઓને તેથી હાનિ થાય છે, અને તે હાનિ કરનાર જ્યારે પોતે હાનિમા આવી પડે છે ત્યારે તેની દયા ખાનાર કોઈ નીકળતું નથી, ઉલટુ સઘળા તેને "દુ ખપર ડામ" દેવા મ ડી જાય છે

## કથા ૧૬ મી—કોયલ અને મનુષ્ય

કોયલ પોતાનો મનમોહક દેખાવ વસ તઋતુથીજ આપવા માડે છે, અને પોતાના મધુર ઉ ડા ટૌકા લલકારવાનુ મ ડાણુ પણ એજ ઋતુથી કરે છે કુદરતના એક શોખીનને જ ગલમા ફરતાં એક કોયલ ટૌકા કરતી એક ઝાડની ડાળીપર દેખાઇ તેનાપર પ્રસન્ન થઇ તેણે કહ્યુ, "મધુર પક્ષી ! આજ મોસમમા તુ દેખાવ દઇ ગાયન લલકારે છે તે કરતા સર્વ મોસમમા તુ દર્શન આપે અને ગાય તો કેવુ સારૂ ? તેથી તારો ભાવ વધે અને કુદરતના શોખીનોનો શોખ રૂડી રીતે પૂરો પડે." કોયલે ઉત્તર વાળ્યો. "મારાં દર્શન અને ટૌકા કઈ તમારા એકલાને માટે નથી. કુદરતે મને એજ મોસમ નિમી આપેલી છે, અને મારા પિયુ તરફની પ્રીતિ મને એકાતવાસથી બહાર આણી મારી મૂંગી

જીભને ગાયન લલકારતી કરે છે વળી મારી જાણમા આવ્યું છે કે દર્શન અને અવાજ હું થોડા માસ આપુ છુ તેથી લોકોને તે વહાલા પણ વિશેષ લાગે છે. ”

બોધ–હરેક કામ તેના પ્રસગેજ સારૂ લાગે છે “ લગનના ગીત લગનેજ શોભે ” ગમે એવી સરસ ચીજ હોય પણ તેનો સ્વાદ કિંવા મજાહ થોડામાજ હોય છે કુદરત પોતાના કામ મોટી નજર રાખીને કરે છે, અને તેમા તે કાંઇ નહિ ને કાંઇ લાભ જાળવે છે માણસો ઘણીવાર તે સમજી ન શકતા નકામા ખોડખાપણ કહાડી તેને અન્યાય કરે છે, અને સાથે પોતે દુ ખી થાય છે પ્રીતિ મહાન શક્તિ છે, જે ગમે એવા ખૂણે પડેલા માણસને બહાર દેખાવ આપતુ ફરે છે, તથા ગમે એવી નબળી અને બુબુખ જીભમા અસરકારક વાણી ઉચ્ચારવાની શક્તિ મેલે છે

---

## કથા ૧૭ મી—કવિ અને મોત

એક કવિ એક રાત્રે નિરાતે બેસી “ મોતનું ઘાતકીપણુ ” એ વિષય પર કવિતા જોડતો હતો તેમા તેણે મોતનો ચિતાર એવો તો ડરામણો ને અસરકારક ચીતર્યો કે તેથી દિલમા કપારી છુટે જેમકે—

( ચોપાઇ )

ક્રૂર કારમા કાળા કાળ, ખૂની ખારીલા ખખ ખોડિયાળ,
બૂજવે તુ જીવતરની જોત, મુજી મારકણા માઠા મોત ૧
બૂજવે તુ જીવતરની જોત, તોડે તુ આશાના કોટ,
પાડે તુ માયામા ખોટ, મુજી મારકણા માઠા મોત. ૨
ઘેરે ઘેર તારો સતાપ, પડજો તું પર હાય ને શાપ,
ડુબવે તુ મિત્રાઇની બોટ, મુજી મારકણા માઠા મોત. ૩

મોત જે આ વેળા એક જીવડાનો ભક્ષ કરવા જતું હતુ, તે આ જોતાંજ કવિ પાસે આવ્યુ અને પોતાનુ મોતનું હથિયાર તેના પર

ઉઠાવી બોલ્યું, " તુચ્છ કવિ ! તારી જાતવાળા કવિઓ હમેશ મારી નિંદા કરતા આવ્યા છે, પણ તેં મારી નિંદામા ચિત્રેલી આ લીટીઓએ તો અવધિજ કરી છે હું પણ ખરો કે એના વેરમાં આ પળે તારો જીવજ લઉં, કે ફરી કોઇ માણસ મારી નિંદા કરવાની હામ ભીડે નહિ " કવિએ જરા પણ બીક દેખાડયા વગર શાન્તિથી ઉત્તર દીધો, " રે ઘાતકી ! તારી ધમકીની હું દરકાર કરતો નથી. તું મને મારી નાખવા ચાહે છે તો ભલે તેમ કર, પણ હું મારી જઈશ તેથી કાંઇ મારી આ કવિતા મરી જનાર નથી તે તો સદાકાળ તારા કાળા કર્તુકનું સ્મરણ કરાવતી જીવતીજ રહેશે "

**બોધ**—મોતના માર કરતા પણ કલમનો માર વધારે બળવંત છે કવિની કલમે ચિતારેલો ચિતાર, પછી તે સારી વાતનો હોય કે માઠી વાતનો, પણ તે ભુંસાઇ શકતો નથી માણસ મરણ પામે છે પણ તેના સારા માઠા કામો તેની પાછળ રહી જાય છે ભુંડો માણસ ગમે એવો બળવંત હોય પણ તેની ભુંડાઇ માટે તેના ઉપર ધિક્કાર પડયા વગર રહેતો નથી ભુંડાઈને ધિક્કારનાર માણસને ભુંડો માણસ જોઈએ તો પાયમાલ કરે કિંવા મારી નાખે, પણ તેથી તેની ભુંડાઈની નિંદા બંધ થવાની નથી. સામો તેમા વધારોજ થવાનો

## કથા ૧૮ મી—કુતરો અને ડંગોરો

રાતની વેળા રસ્તેથી પસાર થતા એક વટેમાર્ગુ ઉપર એક કૂતરો હાઉ હાઉ કરતો ધસી આવ્યો વટેમાર્ગુના હાથમા ડંગોરો હતો, તે તેણે ઝટ ઉઠાવ્યો, એટલે કૂતરો પાછો હઠીને ચૂપ થઇ ગયો. વટેમાર્ગુએ મુછના આકડા મરોડી કહ્યું, " કેમ હીચકારા ! હવે કેવો મારાથી તું દબી ગયો ? પાસે આવે તો ખરો, હું તને સ્વાદ ચખાડું " કૂતરે કહ્યું, " તું અભિમાન દેખાડે છે તે ફોકટ છે, હું તારાથી નહિ પણ તારા ડંગોરાથી બીહું છુ. ડંગોરો તું ફેંકી દે અને પછી જો, કે હું

શું કરૂં છું ?"

બોધ–ઘણીવાર આપણે આપણા શત્રુપર ફાવીએ છીએ, પણ તે આપણા એકલાનાજ બળથી નહિ, આપણા સગાઓ તથા મિત્રોની મદદ પણ તેમા હોય છે ગમે એવો નબળો માણસ હોય પણ તેને જો મોટાની કુમક હોય છે તો તે પણ જબરાપર ફાવી શકે છે એવી રીતે જ્યારે આપણે ફાવીએ ત્યારે તે માટે અભિમાન ન કરતા પરમેશ્વરનો પાડ માનવો અને જેનાવડે આપણે ફાવ્યા તેના ગુણ ગાવા અને ફરી સબળા શત્રુ સાથે કામ ન પડે તે માટે સભાળ રાખવી

## કથા ૧૯ મી–થોડા દુઃખથી બચવા જતાં માર્યું ગયલું કબૂતર.

એક કબૂતરે ઝાડપર માળો બાધી તેમા ઇડાં મેલ્યા હતા તે માળો એક કાગડાએ ચુથ્યો તે દુઃખથી બચવા માટે કબૂતરે ત્યાથી માળો ઉઠાવી કોઇ એક ઘરના છજામા બાધ્યો તે ઘરધણી શિકારી હોવાથી તેની નજર માળાપર પડતાજ કપડુ નાખી તેમાના કબૂતર તેમજ તેના ઇડાને મારી ખાવા માટે પકડયા કબૂતરે રડીને કહ્યુ, "હે શાણા માણસ! કાગડાના ત્રાસથી બચવા માટે મે તારે ઘેર માળો બાધ્યો હતો, તો મને તથા મારા બચ્ચાને મારવા એ તને ઘટતુ નથી તુ અમને બચાવે તેમાજ તારી માણસાઈ છે" પેલા ઘાતકી માણસે હસીને કહ્યુ, "તારૂ એ ડહાપણ તારા પોતાના બચાવનુ છે, મારા લાભનું નથી હુ એવો મૂર્ખ નથી કે તારી સ્વાર્થી વાત માની હાથ આવેલો શિકાર છોડી દઉ" આટલુ કહી તુરતજ તેણે તે નિર્દોષ પ્રાણીનો નાશ કર્યો

બોધ–માણસો ઘણીવાર થોડા દુ ખથી અધીરા થઇ એવા ઉપાય લે છે કે જે તેમને ભારે દુ ખમા લાવી મેલે છે, વળી સાધારણ શત્રુથી બચવા માટે તેઓ મોટા શત્રુને આશરે જઇ ઉતાવળે પોતાની હાનિ

કરે છે આપણી મૂળ જગ્યાએ થોડુ દુખ હોય તો બનતા લગી તે લઈ ચલાવવુ કિવા તે ટાળવાના ઉપાય તેજ જગ્યાએ રહી કરવા, પણ વગરવિચાર્યે એકદમ તે જગા છોડી દેવી નહિ માણસ દયા, ન્યાય તથા ડહાપણ ધરાવે છે, પરતુ સઘળાજ માણસોમા તે હોતા નથી. ઘણા ખરા માણસો સ્વાર્થી હોય છે, અને સ્વાર્થ આગળ તેઓ સદ્‌ગુણને બાજુએ મેલી પોતાના લગીરેક લાભ માટે સામાનું સત્યાનાશ વળે તેનુ ભાન રાખતા નથી

## કથા ૨૦ મી–વાઘને ત્યાં મરણ અને બીજા પ્રાણીઓનુ રડણુ કૂટણુ

એક વાઘનું બચ્ચુ મરણ પામ્યુ તે વાઘ અને તેની પત્ની વાઘણના દુખમા ભાગ લેવાને તથા મરનાર બચ્ચાનું રડણુ–કૂટણુ કરવાને વનમાના સર્વ પશુઓ તેને ઘેર કાણે ગયા તેઓમા વાઘની વલણના વરુ, તરસ, રીંછ, જગલી ભુડ જેવા પશુઓ તો હતાજ, પરતુ હરણ, સસલા, સાબર, જેવા નિર્દોષ પ્રાણીઓ જેઓ વાઘનો શિકાર થાય છે તેઓ પણ હતા જાણે પોતાનેજ ત્યા મરણ થયું હોય તેમ તેઓ ચકરડુ વળી રડવાકૂટવા મડયા

આ ફારસ એક કાગડો ઝાડપર બેસી જોતો હતો તે બોલ્યો, “શી ખુશામદની દુનિયા છે! પોતાને ફાડી ખાનાર દુખમા પડયાથી હર્ષ દેખાડવાને બદલે આ મૂર્ખ પશુઓ સામા પોતાને દુખી થયલા દેખાડે છે! વાઘનુ જે બચ્ચુ મરી ગયુ તે જો જીવતું રહ્યુ હોત તો તે પણ મોટુ થઇ પોતાના માબાપની પેઠેજ એમનુ નિકદન કાઢત, છતા તેઓ રડે છે કે તે જો જીવત તો અમને લાભ થાત! ખુશામદ, જૂઠાઇ ને ઢોગની આ તો હદ વળી ગઇ!”

બોધ–મરણ ટાકણે જે રડાપીટ થાય છે તે સઘળુ જ ખરી લાગણીનુ હોતુ નથી. તેમા પણ માણસો પોતાનો સ્વાર્થ સાધે છે મોટા

માણુસના દુઃખ ને મરણ વેળા ઢોંગી રડાકૂટ વિશેષ થાય છે કોઈ શક્તિવાળો માણસ ઘાતકી હોય અને તેના આશ્રિતો તેના જુલમથી દુ'ખ પામતા હોય તોપણ તેને ત્યાના મરણ સમયે તેઓ શોકનો દેખાવ કરવાને ચુકતા નથી તેમા તેઓ તેની માત્ર ખુશામતજ કરે છે કોઈને તે ન ગમતું હોય તોપણ સઘળાની પાછળ તેને ઘસડાવુ પડે છે જો તે તેમ ન કરે તો પછી તેને ધ્યાનમા રાખી પાછળથી દુ ખી કરવામા આવે છે

---

## કથા ૨૧ મી–મધમાખ અને તેનો સલાહકાર

એક મધવાળાને મધમાખી સાથે મેળાપ થયો કુશળ સમાચાર પૂછયા પછી તેણે તેણીને કહ્યુ, " બાઈ ! તમારા ઉદ્યોગ માટે તમને હું ધન્યવાદ આપુ છુ, પણ ક્ષમા કરજો, તમારી એક ચૂક છે તે પર તમારૂ લક્ષ ખેચ્યા વગર મને ચાલતુ નથી ! તમારા મૂલ્યવાન મધ પુડા તમે વન અને ડુ ગરા જેવી વિકટ જગ્યાએ બાધો છો તેથી કરીને તમારા ઉદ્યોગની પિછાન લોકોમા જોઇએ એવી થતી નથી મારી નમ્ર ભલામણ એટલીજ છે કે મધપુડા તમે વસ્તીવાળી ને નજીકની જગ્યાએ બાધો, અને પછી જુઓ કે તમારા ભાવ કેવા વધે છે ! " મધમાખીએ કહ્યુ, " તમારી શિખામણ તથા મમતા માટે તમારી ઉપકારી છુ, પણ દિલગીર છુ કે અમારાથી તેમ બની શકનાર નથી. અલબત, એ પ્રમાણે કરવામા તમને લાભ છે, પણ અમારો તો મરોજ થાય અમે વન તથા ડુ ગરામા મધપુડા બાધીએ છીએ ત્યા પણ માણુસો આવી તેને લઈ જાય છે, તો પછી વસ્તીમા અને નજીકની જગ્યાએ બાધીએ તો તો તમે અમારા બારજ વગાડી દ્યો ! "

બોધ–જેમની સાથે આપણુને લાગે વળગે નહિ તેઓ જ્યારે આપણુને માગ્યા વિના ડાહી ડાહી શિખામણ આપવા લાગે ત્યારે નિશ્ચયથી માનવુ કે તેમનો કાઇ છુપો હેતુ છે આપણી પાસે પૈસા કે

બીજી લલચામણી વસ્તુઓ હોય ત્યારે તેનો લાભ લેવા માટે ભૂખડી-બારસ, લુચ્ચા, સ્વાર્થી લોક આપણા મિત્ર થવા તથા આપણને ઉંધી સલાહ આપવા નીકળી આવે છે તેમના માયાળુ દેખાવ તથા મીઠા શબ્દોથી ભોળવાઈને આપણી મૂળ જગ્યા કે રૂઢિ જો ફેરવીએ તો પછી બહુ પસ્તાવો કરવો પડે

## કથા ૨૨ મી–વાઘરીવાડે જઇ જીવ ખોઈ બેઠેલી શિયાળ

એક શિયાળનું બચ્ચુ પોતાની માના ખોળામા લાડ કરતા બોલ્યું, " મા ! મા ! ગઇ રાતે પેલા છાપરા પાછળ હુ છાનુંમાનુ ફરતું હતું તે વેળા છાપરામાના માણસ એવી વાત કરતા હતા કે શિયાળનુ મોત આવે ત્યારે વાઘરીવાડે જાય એ વાત શુ ખરી છે ? " શિયાળે કહ્યું, " ના, બેટા એ વાત ખોટી છે માણસો અમસ્થા પોતાની વડાઇ જણાવવા માટે જાનવરોની ખોટી વાતો ને ખોટી કહેવતો જોડી કાઢે છે ગઇ રાતેજ હુ વાઘરીવાડે ગઇ હતી ત્યાથી હું જીવતી પાછી આવી, એટલુ જ નહિ પણ એક વાઘરીનુ છાપરૂ ઉઘાડુ હતુ તેમા પેસી જઈ તેનું ભોજન પણ ખાઇ આવી વળી આજ રાતે પણ ત્યા જઇને કાંઇક પરાક્રમ કરી આવીશ " પછી રાત પડતા તેણી વાઘરીવાડે ગઈ, પણ છેલ્લી રાત્રે ભોજન ખવાઈ ગયેલુ લક્ષમા હતું તેથી વાઘરીઓ સાવચેત બન્યા હતા અને જાણીજોઇ બારણુ ઉઘાડુ રાખી છાપરામા છુપાઇ રહ્યા હતા કોહલી એકવાર ફાવેલી હોવાથી નિર્ભયપણે તેમા પેઠી, અને આમતેમ ભોજન શોધવા લાગી તેટલામા પેલા છુપાયેલા વાઘરીઓ તેણીપર તૂટી પડયા અને ડ ગોરાવતી તેણીનો અડદાળો કાઢી નાખ્યો.

બોધ–કોઇ જોખમભરેલુ કામ કરતા એકવાર આપણે ફાવ્યા તે ઉપરથી ફરી પણ તેમા ફાવશુ જ એવી આશા રાખી તેવા કામમાં ફરી પડવુ નહિ શત્રુના અસાવધપણાનો લાભ એક વાર લેવાયો કે તે સાવધ બને છે, અને ફરી તેનાપર લાભ લેવો અશક્ય થઈ પડે છે. જે

માણસ એ સિદ્ધાંત ધ્યાનમા નહિ રાખી ફરી ફરી જોખમ ખેડે તે દુઃખ પામે અને વખતે જીવ પણ ખોઈ બેસે બુઢ્ઢા માણસોથી કહેવાતી આ-વેલી શિખામણો અનુભવસિદ્ધ હોય છે, માટે તેનો અનાદર કરવો નહિ, જો કરીએ તો દુખી થઇએ

## કથા ૨૩ મી—કોયલનું ગાયન ને તેમાં સમાયેલો ભેદ

એક પ્રભાતે વાડીમા કોયલને મધુર સ્વરે ગાતી જોઈ માળીએ પૂછ્યુ, "રે ગાયનકાર પક્ષી! કૃપા કરી મને જણાવ કે તુ મધુર ગાયન ગાય છે તેનો અર્થ શો છે? તારા કોમળ સ્વરથી મારા કાન આનદ પામે છે, પણ તેનો ભાવાર્થ જાણ્યા વિના મારૂ મન તૃપ્ત થતુ નથી કોઇ કહે તુ ઇશ્વ-રની સ્તુતિ ગાય છે ને કોઇ કહે તુ પ્રીતિના રાગડા તાણે છે, તો તારે પોતાનેજ મોઢે કહે કે ખરી વાત કયી ?" કોયલે ઉત્તર વાળ્યો, "હે ભલા માણસ! એ વાત જાણવાના તુ ફાંફા ન માર મારા ગાયનની મઝા તેના સ્વરમા છે, નહિ કે અર્થમા તેનો અર્થ તો ભેદમા છે, અને ભેદ મા રહે તેમાજ તેની મઝા છે તે ભેદ ખુલ્યો કે તેની મઝા ગઇ"

**બોધ**—કુદરતના તેમજ માણસના પણ કેટલાક કામો ભેદી હોય છે, ને ભેદી સ્થિતિમાજ તે મઝા આપે છે તેની ઉપરનુ ભેદનુ કપડુ ખસેડતા તેની મઝા જતી રહે છે, અથવા ઓછી થાય છે, ને કેટલીક-વાર તેથી ગેરલાભ પણ થાય છે માણસે એટલા માટે તેવા કામોને તેમની અસલ સ્થિતિમા જોઇનેજ સતોષ પકડવો, અને ભેદ ખુલ્લો થવા માટે વખત ને સજોગની વાટ જોવી કહેવત છે કે "બાધી મુઠી લાખની" વળી કેટલીક જાતના ગાયનો તથા શ્લોકો મત્રરૂપી હોય છે, જેમના અર્થ જો કે ખુલ્લા થઇ શકતા નથી, તથાપિ તેઓ પોતાના સ્વરોવડે મહત્ત્વના કામો બજાવી શકે છે તેવી ચીજોને માત્ર તેમના અર્થ નહિ જણાવાથીજ ધિક્કારી યા હસી કાઢવી નહિ

## કથા ૨૪ મી—બંદરની સીડી ઉપર ચઢેલા પાણીનો ઉછાળો

બે મિત્રો સાંજની વેળા એક બંદરની પાળપર બેસી સમુદ્રના પાણીનો તમાશો જોતા હતા. સમુદ્રની અંદરના પાણી તે વેળા શાંત જેવા લાગતા હતા, પણ જે પાણી બંદરની સીડીપર ચઢેલા હતા તે વારવાર જોર કરી ઉછળતા તથા અવાજ કરતા હતા તે જોઈ તેઓમાના એકે કહ્યુ, "મિત્ર! જો આ સીડી ઉપરના પાણીનો ચમત્કાર! એ થોડા, નબળા, ને વળી છેક છેડેના છે છતા કેવા જોસભેર ઉછળે છે! એને એવડુ જોર શાથી મળતુ હશે?" બીજાએ સમજ પાડી, "ભાઈ! એ પાણી પોતાના જોરથી ઉછળતા નથી, સમુદ્રની અંદરના મોટા પાણી પોતાનુ જોર મારે છે, તે જોરથી એ ઉછળે છે. તે જોર અને તે પાણીનો સમાગમ જો ન હોત તો એ પાણી સ્થિર જેવા પડી રહેત."

બોધ—કોઈ નિર્જીવ, નિબળ માણસ જ્યારે પોતાની શક્તિ ઉપરાત પતરાજી કરે અને પોતાની યોગ્યતા કરતા વધારે ફૂદકા મારે ત્યારે જાણવુ કે અંદરખાનેથી તેને મોટા માણસની મદદ છે, અને તેથીજ તે ફૂલાય છે, તથા તેનું નચાવેલુ નાચે છે. તેની કુમક બંધ પડી કે પાછુ તે નીચુજ પડી જવાનુ.

## કથા ૨૫ મી—દેડકાઓની ઉજાણીમાં સરડો પરોણો

એક દેડકાને સરડા સાથે મિત્રતા બંધાઈ. દેડકો ઈચ્છતો કે કાંઈ સારૂ રૂડુ હોય ત્યારે સરડાને પોતાને ત્યા લઈ જઈ તેની પરોણાગત કરવી. તેવામા ચોમાસાની ઋતુ બેઠી અને પાણીથી પ્રફુલ્લિત થઈ સમસ્ત દેડકા મહાજને, તળાવની પાળે રાતની વેળા ઉજાણીએ નીકળી ભજન ગાવા માડયુ. આ તકને સોનેરી ગણી પેલો દેડકો સરડા મિત્રને નોતરૂ દઈ પોતાની જોડે ત્યા બોલાવી ગયો. નવી જાતનો પરોણો પોતાની વચ્ચે આવેલો જોઈ બધા દેડકાઓ વધારે ઉલટથી "ડ્રાઉં" "ડ્રાઉં"

કરવા લાગ્યા અને તેઓ આશા રાખતા હતા કે સરડાજી પણ તેમના આ હર્ષનાદમા ભાગ લેશે, તથા પોતામા જે કાઇ નવી વિદ્વત્તા હશે તે દેખાડશે, પણ તેમ તો બન્યુંજ નહિ સરડાજી મૂગા મત થઈ છાના-માના બેસી રહ્યા આમ થવાથી દેડકાઓને તેઓ પીડા સમાન લાગ્યા એટલુજ નહિ પણ તેઓ પોતે પણ દેડકાના ખળભળાટથી કટાળી ગયા, અને પોતાના પત્ની સરડીબાઇ માદા છે એવુ બહાનુ કહાડી રસ્તો પકડી ગયા સર્વ દેડકા આ કૌતક જોઇ તેમની પાછળ હસવા લાગ્યા અને તેમનાવિષે બહુ હલકા શબ્દો બોલવા લાગ્યા

બોધ–અજાણી જગ્યા કે અજાણી મડળીમા જવા પહેલા ખાતરી કરવી કે ત્યા આપણે બેસતા અને મનગમતા થઇશુ કે નહિ આપણા કરતા ચઢતી સ્થિતિવાળાઓની મડળીમા બનતા સુધી જવું નહિ જો જઈએ ને ત્યા તેમની નજરમા નકામા દેખાઇએ તો આપણી ફજેતી થાય જેવી મડળીમા જવુ ત્યા તેને બેસતા થવાની તજવીજ કરવી, મોઢુ હસતુ રાખવુ, વાતચીતમા છૂટથી ભાગ લેવો, અને સર્વે રાજી થાય એવી વર્તણુક ચલાવવી, નહિ તો ત્યા આપણે પીડા જેવા થઈ પડીએ ને આપણા ટકા ગણાય

---

## કથા ૨૬ મી—માંદી બકરી અને ઘીનો શીરો

એક બકરી માદી પડયાથી બહુ નબળી થઈ ગઈ તેના ગામમા એક ઘેટો વૈદરાજ ગણુતો હતો, તેના પાસે તે ઓષધી લેવા ગઇ ઘેટે સારી પેઠે તેની નાડ તપાસીને કહ્યુ કે, નબળાઇ બહુ આવી છે, તો તેમાથી સાજા થવા માટે તમોએ ઘીનો શીરો કરી દરરોજ ખાવો જોઇએ

બોધ–કેટલાક વૈદો એવા મૂર્ખ ને કાચા હોય છે કે તેઓ રોગીની સ્થિતિનો વિચાર કર્યા વગરજ તેનાથી નહિ બની શકે એવી દવા ફરમાવે છે એક ઓષધી અસરકારક હોય, પણ તે મેળવવાની શક્તિ

રોગીમા ન હોય, કિવા તે ઔષધી તે જગાએ મળી શકતી ન હોય, તો તેને બદલે બીજી એવી દવા બતાવવી જોઈએ કે જે દર્દી મેળવી શકે. હરેક વાતની સલાહ પણ માણસની સ્થિતિને અનુકૂળ થાય એવી આપવી. તેજ તેને લાભકારી થાય, નહિ તો સામો તેને ગેરલાભ થાય.

## કથા ૨૭ મી—મંકોડો ને ઉંદર

મીઠાઈનો એક ટુકડો પહેલો ઘસડી જવા વિષે ઉદર ને મકોડા વચ્ચે વાધો પડયો બેઉ ચડસાચડસી કરી એકબીજાની ખોડ કહાડવા લાગ્યા ઉદરે મકોડાને મહેણુ માર્યું કે, ' તુ ચટકારો જીવડો છે, ને બિચારા માણસોને ચટકો ભરી બૂમ પડાવે છે, માટે તેઓની પડી ખડી કોઈ પણ વસ્તુ ઉઠાવી જવાનો તને હક્ક નથી " મકોડે કહ્યુ, " હુ ચટકો ભરૂ છુ ખરો, પરતુ મારા ચટકાનુ દુખ સહુજવારમા નરમ પડી માણસને વિશેષ નુકશાન કરતુ નથી, પણ તું તો માણસને ઉઘમા પડેલા જોઈ છુપી રીતે કરડી તેમનુ લોહી ચુસે છે, તે પણ ફુક મારતો જઈને, કે જેથી તેઓ જાગવા કે જાણવા પામે નહિ તેથી તેઓને પાછળથી ભારે વેદના ખમવી પડે છે તેમના કપડાં વગેરે કરડીને તથા અનાજ વગેરે ખાઇ જઇને પણ તુ તેમનુ મોટુ નુકસાન કરે છે, કે જે નુકસાનનો સોમો ભાગ પણ મારા ચટકાથી થતો નથી "

બોધ–" પેટપર માર્યા કરતા પીઠપર મારવું ભલુ, " કેમકે પીઠપર માર્યાથી માત્ર વાગીનેજ રહે છે, પણ પેટપર મારવામા ( તેના મૂળ અર્થ પ્રમાણે ) માણસ ભૂખે મરે છે આકળા માણસ ભડભડ બોલીને કે મારીને પોતાનો ક્રોધ સમાવે છે, ને ક્રોધ ઉતર્યો કે તેઓના દિલમા કપટ જેવુ કાંઇ રહેતુ નથી, પણ મીઠુ માણસ મનમા કપટ રાખીને એવા છુપા ચોખા મેલે છે, તથા એવા કામ કરે છે, કે જેથી સામાવાળાનો ઘાણુજ નીકળી જાય છે ગળે લગાડી ગરદન મારે અથ-

વા તો પટાવી પસવારી ચુસી લે તેવા માણુસ કરતા મોઢાપર તડ ને ફડ ચટકો લગાડી વાધાનો નિકાલ લાવે તે માણુસજ સારૂ છે

## કથા ૨૮ મી—ફુલવાડીમાં બિરાજેલો અરડુસો

એક સહેલાણી ફૂલવાડીમા ફરતો હતો ત્યા તેના જોવામા એક અરડુસાનુ ઝાડ આવ્યુ, જેને બાગમાના સુદર ફૂલોના ઝાડોની પાસે રોપેલુ હતુ તેના પાદડા તથા ફૂલો હમેશના કરતા શોભાયમાન ખીલેલા હતા, જેથી તે અરડુસોજ છે કે કેમ તે ઓળખવું કઠણ પડતુ હતુ સહેલાણીએ આશ્ચર્ય પામી તેને પૂછ્યુ, " જગલી અરડુસા! તુ આ ફૂલ-વાડીમા ક્યાથી ? અને આટલી બધી સુદરતા તારામા શાથી ? ગામ-ડાના ઉકરડા સિવાય બીજી જગ્યાએ મે તને કદિ જોયો નથી તારામા સુદરતા અને સ્વચ્છતા પણ મે આગળ નહોતા જોયા " અરડુસો બોલ્યો, "તે ખરૂ ભાઇ. પણ આ ફૂલવાડીના પરીક્ષકની શોધક બુદ્ધિના માલેકની કૃપાથી હુ અહી બિરાજવાને ભાગ્યશાળી થયો છુ તે મને સારા ખાતરપાણી આપી મારૂ જતન કરે છે તેથી, તેમજ આ ફૂલ વાડીના ઝાડોની રૂડી સગતિથી મારામા શોભા અને શાણપણ આવ્યા છે "

**બોધ**—ગમે એવા રક, બેડોળ, ને અજ્ઞાન માણુસો હોય પણ તેઓ જો મોટાની કૃપા અને સારાની સગત પામે તો તેમનો સિક્કો ફરી જાય છે પૂરતો અને પુષ્ટિકારક ખોરાક મળ્યાથી તેમના મુખડા તેજી પકડે છે સારો પોશાક મળ્યાથી તેમના દેખાવ મોહક લાગે છે, અને વિદ્વાન માણુસોના સહવાસમા આવ્યાથી તેમની ચાલાકી ખીલી નીકળે છે જેઓએ તેમને આગળ રક સ્થિતિમા જોયા હોય તેઓ સિવાય બીજાઓ તો જાણી પણ શકતા નથી કે તેઓ પ્રથમ રક હતા અને પાછળથીજ આવી સારી સ્થિતિમા આવ્યા છે

## કથા ૨૯ મી—કુતરૂ અને વાંદરૂ

એક વાદરાને છાપરા ખુદતો ને ચેચી કરતો જોઇ નીચે ઉભેલા કૂતરાએ કહ્યુ, " બચ્ચા, છાપરાપર કુદીને પતરાજી શુ દેખાડે છો? ખરૂ શૂરાતન હોય તો નીચે આવ અને જો કે હુ તને કેવો ગગ દેખાડુ છું!" વાદરે કહ્યુ, " તારૂ શૂરાતન, હું ત્યારેજ જાણુ કે જ્યારે તુ આ છાપ-રાપર આવી મારી સાથ બાથ ભીડે તારે ગરજ હોય તો તું ઉપર આવ, મને નીચે આવવાનુ કઇ કામ નથી "

બોધ–" સૌ પોતપોતાની સીમમા શૂરૂ " એક માણુસ ગમે એવું નબળુ હોય પણુ તે જો પોતાની સીમમા અને અનુકૂળ સજોગમા હોય તો પોતાથી બળવાનને હફાવી શકે કિલ્લાની બહારના લશ્કર કરતા કિલ્લાની અદરનુ લશ્કર વધારે બચાવવાળુ હોય છે. લડાઈ કરતા બનતાલગી શત્રુની સીમમા જવુ નહિ, પણુ તેને આપણી સીમ પાસે આવીને લડવાની ફરજ પાડવી કે જેથી આપણુને ફાવવાના સજોગ વધારે મળે

## કથા ૩૦ મી—મનુષ્ય અને વેષધારી રીંછ

એક મુસાફર રસ્તાના થાકથી શાતિ પામવા માટે વગડામા એક ઝાડની છાયા હેઠળ કપડા ઉતારી સૂતો તેવામા એક વિકરાળ રીછ ત્યા આવી ચઢ્યુ. તેની ઘુરકી સાભળતાજ તે બાપડો ઉઠીને નાઠો અને તેની પાઘડી ને કપડા ત્યાને ત્યાજ રહી ગયા શિકાર આમ છટકી ગયાથી રીછ ખેદ પામ્યુ, પણુ તેની પાઘડી કપડા જોઇ તેને નવી આશા આવી પાછલા બે પગે માણુસની પેઠે ચાલતા તો તેને આવડતુ હતુજ તે ઉપરથી તેણે વિચાર્યુ કે આ માણુસની પાઘડી કપડા પહે-રી હાથમા લાકડીનો ટેકો રાખી બે પગે ચાલ્યાથી હુ માણુસના જેવું દેખાઇશ, અને તેવા વેષે ગામમા જઇ માણુસો વચ્ચે રહી માણુસ દાખલ સઘળા સુખો ભોગવીશ, એટલુંજ નહિ પણુ લાગ ફાવે તો તેમને મારી

તેમનુ લોહીપણુ પી શકીશ તે પ્રમાણે તેણે કર્યું, પણ તેની વિકરાળ મુખાકૃતિ અને વાણીથી માણસોની ચતુર આખમા તે એકદમ ઉઘાડુ પડી ગયુ, અને તરતજ તેઓએ તેને હથિયારવડે મારી નાખ્યુ.

બોધ—વેષધારી માણસ ગમે એવી સાવચેતી ને ચાહે એવા સાધનોથી પોતાનું કામ કરે, પણ ખુલ્લો પડયા વગર રહેતો નથી કેટલાક નીચ માણસો પોતે ભલા દેખાવા તથા પોતાનો નીચ હેતુ પાર પાડવા માટે સારા માણસનો વેશ ધારણ કરી ફરે છે, પણ મોડે વહેલે તેઓના કર્તુક ખુલ્લા થાય છે અને આગળના કરતા તેઓ વધારે હલકા પડે છે. ખોટો દેખાવ ને ઢોગી ભલાઇ લાબો વખત ટકી શકતા નથી

## કથા ૩૧ મી—મરઘી ને બતક

મરઘી ને બતક વચ્ચે પોતપોતાની સરસાઈવિષે વાદવિવાદ ચાલ્યા કરતો હતો મરઘી કહે હુ સરસ ને બતક કહે હુ તેવામા મરઘીની વરસગાઠ આવી ને તેણીએ બતકને તેમજ પોતાની બીજી એવી બહેનપણીઓને જમવા તેડયા ખાઈ પી મસ્ત થયા પછી મરઘીએ સર્વ પરોણાની સમક્ષ બતકને કહ્યુ, “ બેન! મારી એવી ઇચ્છા છે કે આજે આપણે દોડવાની શરત રમીએ ” બતક જાણતું હતું કે હું આ શરતમા મરઘીથી પાછળ પડીશ, તોપણ મરઘીનુ નીમક ખાધેલુ હોવાથી તેણીની ઇચ્છા સ્વીકારવાની તેને ફરજ પડી બન્ને દોડવાની શરત રમ્યા જેમા બતક છેક પાછળ પડી ગયું ને સર્વેએ તેની ઠેકડી કરી મરઘીના વખાણ કર્યા બતકના દીલમા એનો દાઘ રહી ગયો. થોડા માસ વિત્યા કેડે જયારે બતકની વરસગાઠ આવી ત્યારે તેણે પણ એજ રીતે જમણ આપી, મરઘી સાથે શરત બકવા માગી કે, “આજે આપણે પાણીમા તરવાની રમત રમીએ પેલી વેળા તમારો બોલ માની હુ તમારી સાથ દોડવાની શરતમા ઉતરી હતી, તો આશા છે કે આજે તમે પણ મારી ઇચ્છિા પૂરી કરશો ” મરઘીને તેમ કરવાની ફરજ પડી.

પાડોશના તળાવમા બ ને તરવા ઉતર્યાં, જેમા બતક સહેલાઇથી તરી બહાર નીકળ્યુ, પણ બાપડી મરઘીને તરતા નહોતું આવડતું, તેથી તેણી તો પાણીમા ફસી પડી અને ધ્રૂજવા ને કકળાટ કરવા લાગી

બોધ–પ્રત્યેક માણસ પોતામા ચોક્કસ ગુણ યા શક્તિ ધરાવે છે. જે ગુણ યા શક્તિ આપણે ધરાવતા હોઈએ તે જો બીજામા ન હોય તો તેટલા માટે તેને નીચો પાડવો નહિ તે માણસમા વળી બીજી કોઈ ન્યારીજ શક્તિ હશે જે આપણામા નથી જો આપણી વિશેષ શક્તિવડે આપણે બીજાને નીચા પાડીશું તો તે માણસ તક મળતા પોતાની ખાસ શક્તિવડે આપણને નીચા પાડી વેર લીધા વગર રહેશે નહિ આપણે ઘેર આવેલા અથવા આપણે આશરે પડેલા ઉપર આપણી મોટાઇનો તોર કરી દેખાડવો એ નીચતા અને ઘાતકીપણું છે તેવાઓ આગળ તો સામી આપણે નમ્રતા દેખાડી, તેમને માન આપવા તથા રીઝવવા નીજ તજવીજ કરવી.

## કથા ૩૨ મી–રેલમાતા અને પ્રાણીઓ

એક ચોમાસામા વરસાદ ઘણો મોટો પડયાથી નાશકારક રેલ આવી ધરતીના મોટા ભાગપર પાણી પાણી થઈ રહ્યા, અને જગલો, ખેતરો તથા ગામડાઓ ઘસડાતા ચાલ્યા તે રેલનો ભયભરેલો પણ રળિયામણો દેખાવ એક કુદરતનો શોકીન શખસ ગભરાટ સાથે કિનારે ઉભો રહી જોતો હતો છેટે નજર કરી જુએ છે તો એક ઝાડ તળે વાઘ, વરૂ, રીછ, કોહલા, કૂતરા, બકરા, ગાય, બળદ, ભેસ, પાડા, હાથી, સાપ, નોળીઆ, ઈત્યાદિ પ્રાણીઓ, ધ્રૂજતા શરીરે અકેકની સાથે ભેળાઇ દબાઈને ઉભેલા જણાયા તે સઘળા જાણે અક્કેકના મિત્ર હોય તેમ વાતો કરતા હતા. આ શખસને તેની નવાઈ લાગી. તેથી તે બીતો બીતો પણ તેમની પાસે ગયો અને બોલ્યો, " દુ:ખી પ્રાણીઓ! મને મારશો ના, હું તમારો શત્રુ નથી એક મિત્ર દાખલ હું આવ્યો છુ. અકેકથી

ઉલટા સ્વભાવના અને અકેકેકના શત્રુ જેવાં તમો પ્રાણીઓને, સંપથી સાથે ઉભેલા અને સુખદુ ખની વાતો કરતા જોઇ હુ સાનદાશ્ચર્ય પામું છુ કૃપા કરી જણાવો કે એનો ભેદ શો છે ? " તેઓમાના એક વૃદ્ધ હાથીએ જવાબ દીધો, " ભલા માનવી ! આ રેલની નાશકારક આફતે અમને ડાહ્યા કર્યા છે, અને અમારા સ્વભાવ બદલી નાખ્યા છે સંકટ જ્યારે સામટુ અને સર્વેપર એકસરખુ આવી પડયું ત્યારે પોતપોતાનું આગલુ પાછલુ વેર ભૂલી સાથે મળી જવામાજ લાભ છે, સાથે મળી જવાથી અમો પરસ્પર દિલાસો મેળવીએ છીએ, એટલુ જ નહિ પણ સંકટમાથી બચવાના ઉપાય પણ અસરકારક રીતે લઇ શકીએ છીએ "

બોધ–જે વેર કોઇ ઉપાયથી વિસરાતા નથી તે વિપત્તિથી વિસરાઈ શકે છે જે વેરીઓને મિત્ર થવાનો કદિ સંભવ હોય નહિ, તેઓ આફત અને મરણ જેવા સમયે મિત્ર થઈ શકે છે આફત જો કે ભુંડી વસ્તુ છે, તોપણ તેમાથી કોઈ વાર આ રીતે સારા પરિણામ નીપજે છે આફતથી ગભરાટ ઉત્પન્ન થાય છે, અને ગભરાટથી પ્રાણીઓના કઠણ દિલ નરમ બને છે, જેથી એ પ્રમાણે બને છે

## કથા ૩૩ મી–બચ્ચાંની ગ્રહરાશી જોવડાવવા ગયેલી બિલાડી

એક બિલાડીએ બચ્ચુ જણ્યુ તે તેને બહુ સોહામણુ ને પરાક્રમી લાગતુ તેનાપર મોટી આશા બાધીને તે તેનુ ભવિષ્ય પૂછવા ગઇ એક ઘરડો શિયાળ જે જોશીપણુ કરતો હતો તેણે તેની ગ્રહરાશી જોઇને કહ્યુ, " બાઇ ! તારા બચ્ચા માટે તુ મોટી આશા રાખે છે તો ભલે, પરંતુ એના ગ્રહરાશી નબળા છે ઘણામા ઘણુ તો એ એક બિલાડો નીવડશે, ને ' મિઆઉ મિઆઉ ' બરાડી પોતાની જાત જણાવશે એનાથી વાઘ બાઘ તો થવાયજ નહિ " ગરીબ બાપડી બિલાડી ! નિરાશ થઈ પાછી ફરી

બોધ–શ્રીમંત કે રંક, સર્વ માબાપને પોતાના બચ્ચા વહાલા ને

સારા લાગે છે તેમની ખોડ તેઓ જોઈ શકતા નથી અને જુએ છે તો તેના અખાડા કરે છે તથા તેનાપર મોટી આશા બાધે છે, પણ તેમા છેવટ તેઓ પોતાને ઠગાયલા જુએ છે બચ્ચાઓપર ગમે એટલી પ્રીતિ રાખવી, પણ તેમના ગુણ અવગુણનુ તોલ બરાબર કરવુ. તેમના સદ્ગુણને ખીલવવા, તેમની ખોડ હોય તે સુધારવી ત્યારેજ બચ્ચુ સારૂ નીવડે વળી કહેવત છે કે "વાઘના બચ્ચાજ વાઘ નીવડે"

## કથા ૩૪ મી–ગુરુ થઇ બેઠેલો સરડો

ખલેડી, દેડકા અને નોળિયા જેવા પ્રાણીઓમા ડોઢડહાપણ વધી ગયાથી તેઓએ ઠરાવ કર્યો કે આપણે માથે એક ગુરુ ઠરાવવો, ને તેની આજ્ઞા પ્રમાણે ચાલીને આપણી બગડી ગયલી સ્થિતિ સુધારવી, પણ ગુરુ કોને કરવો ? બહુ વાદવિવાદ ચલાવ્યા પછી તેઓ એવા નિર્ણય પર આવ્યા કે સરડો બહુ ગભીર ને ઠરેલ દેખાય છે, તો તેનામા કાંઈ વધુ અક્કલ હશે, માટે તેને આપણો ગુરુ કરવો તેઓએ તેમ કર્યું, પરતુ થોડાજ વખતમા તેઓએ તેનાથી નારાજ થઇ તેને પદભ્રષ્ટ કર્યો કારણ એ કે તે તેમને ચોખ્ખો માથે પડેલો જણાયો તે કોઇ પણ કામમા માત્ર ડોકુ ધુણાવવા સિવાય બીજુ કાંઈજ કરી શકયો નહોતો

બોધ–ઓદ્ધો અથવા અધિકાર પામવામા મોટાઇ છે, પણ જ્યાસુધી તે ચલાવવાની આવડ ને યોગ્યતા આપણામા ન હોય ત્યાસુધી તેનો સ્વીકાર કરવો નહિ જો કરીએ તો લોકો આપણાથી નારાજ થાય, ને આપણા વસા ગુમાય, થોડુ બોલવુ એ મહાપુરુષોનું એક ભૂષણ છે ખરૂ, પણ તે ઘટતે પ્રસગેજ સારૂ લાગે બોલવાની જરૂર હોય તે વેળા મૂગા મત થઇને બેસી રહીએ તો બુબખ લાગીએ, ને હાસીના પાત્ર થઈએ

## કથા ૩૫ મી–માણસાઇનો દાવો કરનાર વાંદરો

એક વાડીમાના ઝાડપર ફળો લાગેલા હતા, તે તોડી એક વાદરો ખાતો હતો તેવામા વાડીવાળો આવી લાગ્યો, ને વાદરાને હાકવા મ ડયો વાદરે તેને કહ્યુ, "ભાઇબ ધ માણુસ ! તારૂ આ કામ એકલપેટુ છે આ ઝાડના ફળપર જેટલો હક્ક તારો છે તેટલોજ મારો પણ છે શું તું જાણતો નથી કે પ્રથમ વાદરામાથી માણસની ઉત્પત્તિ થઇ છે, અથવા વાદરૂ અને માણસ એકજ જાતના છે, એવી શોધ વિદ્વાન ડાર્વીને કરી છે, ને ઘણા વિદ્વાનો તે કબૂલ રાખે છે " વાડીવાળાએ કહ્યુ, પણ ખરી વાત, " તે અમે જ્યાર વાદરાપણાથી સુધરી આગળ વધીને માણસ થયા છીએ ત્યારે તુ તો યુગના યુગ વહી ગયા છતા જેવો હતો તેવો પુછડીવાળો વાદરોજ રહ્યો છે તુ પણ અમારા જેવુ સુ દર રૂપ, સુબુદ્ધિ ને સુધારો ધારણ કરશે ત્યારે તને પણ માણસના સઘળા હક્કો ભોગવવા દઇશુ ને અમારા સુખમા ભાગ આપીશું '

બોધ–આપણે મોટા કુળમા જન્મ્યા હોઇએ માટેજ કાઇ મોટા ગણાઇએ નહિ મોટા ગણાવા માટે તો મોટાઇના ગુણો આપણામા જોઇએ એકજ માબાપના બે છોકરા હોય, પણ તેમાનો જે છોકરો જ્ઞાન મેળવી ઉદ્યોગમા મચ્યો રહેશે તે માન, ને સુખ પામશે, ને બીજો છોકરો મૂરખ રહેશે તો પાછળ પડી કગાળિયતમા પોતાનો જન્મ પૂરો કરશે

## કથા ૩૬ મી–શાણો હાથી ને અહંકારી માવત

એક અહકારી માવત જ્યારે હાથીપર સવાર થતો ત્યારે વિના કારણે તેને અ કુશ ભોકી પજવતો અને એમ કરી કહેતો કે "તે પહાડ જેવુ અ ગ વધારી જાણ્યુ પણ ડહાપણુ તો મળે નહિ. જો હું તારા કરતા નાના કદનું પ્રાણી છુ તો પણ તને કેવો મારા પગ નીચે રાખુ છુ ? " હાથી શાણો અને આજ્ઞાકિત હોવાથી આ દુ ખ સહન

કરી જતો અને એટલુંજ કહેતો કે “ માવત ! અહંકાર ના કર, અહંકારી માણસ છેવટે દુઃખીજ થાય છે ” એકવાર એવું બન્યુ કે એજ માવત પોતાની અહંકારભરી બુદ્ધિને લીધે એક વેળા અપરાધમાં આવ્યો,ને રાજાએ ન્યાય કરી તેને હાથીને પગે રગડાવી મારવાની શિક્ષા કરી જ્યારે રગડવા માટે તેને આ હાથીના પગ પાસે લાવી મૂકયો, ત્યારે હાથીએ કહ્યુ, “ અહંકારી માણસ ! તે મને ઘણો પજવ્યો, તોપણ મે તો મારી ભલાઈને લીધે તને દુ ખ દીધુ નહિ, છેવટે તારો અહં-કારજ તારા જીવનો કાળ થઇ લાગ્યો છે જો હવે તારૂ શરીર મારા પગ આગળ પણ કેટલુ નિર્જીવ છે ! ” એમ કહી તેના શરીરપર પોતાનો પગ મૂકી તેને સ્વધામ પહોચાડી દીધો

બોધ–કેટલીકવાર એવુ બને છે કે મોટો માણસ નાના માણસના તાબામા પણ આવી પડે છે તેવી વેળાએ નાના માણસે મોટાને દુ ખ ન દેવું જોઈએ, જેથી તે માણસ પોતાની અસલી ચઢતી સ્થિતિમા જ્યારે પાછો આવે ત્યારે તેની ભલાઇનો પાડ વાળે પણ કેટલાક અહં-કારી ને હલકા માણસો પોતાના તાબામા આવી પડેલા મોટા માણસને મ્હેણા મારીને પજવે છે તો મોટા માણસ તે વેળા તો ધીરજથી તે દુ ખ સહન કરે છે, પણ પાછા સારી સ્થિતિમા આવતા પોતાની લાગવગ તથા શક્તિના બળે તેનું ખીલાઉપાડ કરી નાખે છે

---

## કથા ૩૭ મી–વડનું ઝાડ અને વટેમાર્ગુ

એક વટેમાર્ગુ, મધ્યાહ્નને તડકાથી બચવા માટે, વડના ઝાડની શીતળ છાયા હેઠળ આવી બેઠો છાયાથી તે આનંદ પામ્યો, પણ પોતાને ભૂખ લાગી હતી અને ખાવાનું કાંઇ મળ્યુ નહિ, તેથી તેને કચવાટ ઉપજ્યો. વડના ટેટા નીચે પડેલા હતા, તે તેણે હાથમા લીધા ખરા, પણ તેમને નકામા ને નુકશાનકારક જોઈ ધિક્કારથી ફેંકી દીધા, અને પછી વડને કહ્યુ, “ હે, રાજવૃક્ષ ! તારી છાયા શીતળ છે એ તારૂ ,

ભૂષણ છે પરંતુ તારાપર ખાવા લાયક મીઠા ફળો તો થતા નથી, એ તારૂં મોટું દૂષણ છે શીતળ છાયાના તારા ગુણ સાથે જો તારામા સારા ફળ પણ હોત તો તારી હું પૂજા કરત" વડ બોલ્યો, "તે ખરૂં, પરંતુ જો મારા પર ખાવાલાયક ફળો થતા હોત તો મને એવી ખુલ્લી જગોએ ઉગેલું જોવા તમે પામત નહિ ત્યારે તો મને વાડીઓમાજ રોપવામા આવત, ને મારી છાયાનો લાભ વટેમાર્ગુઓથી લેવાતજ નહિ"

બોધ—પરમેશ્વરે પ્રાણીઓ તથા ઝાડપાનોમા ગુણો વધતા ઓછા મૂકયા છે, તે ચોક્કસ સારા હેતુથીજ કોઈ ગુણ એવો હોય છે કે તે જો બીજા ગુણની સાથે મળે તો તે બીજા ગુણનો સામો બગાડ કરે માટે કોઈ માણસથી આપણે થોડો લાભ મેળવતા હોઈએ તો લોભ કરી વધારે લાભ માગવો નહિ, તેમજ વધારે લાભ તેનાથી મળતો નથી માટે તેના પર તકાદો પણ કરવો નહિ જો તે લાભ માગીએ અને તકાદો કરીએ, તો જે થોડો લાભ તેનાથી આપણે મેળવતા હોઇએ તે પણ જતો રહે

---

## કથા ૩૮ મી—બગલી સાથે પરણીને ફસી પડેલો કાગડો

એક કાગડો બહુ શોખીન હતો તેને મન થયું કે ગોરી ગોરી બગલી સાથે પરણીને ઉત્તમ સુખ ભોગવું અને પ્રાણી જાતમા પોતાની નામના વધારૂં પરણવા માટે તેણે એક જુવાન બગલી પણ શોધી કહાડી, પણ તેણે તેને કાળો ને પોતાની જાતથી નીચો ગણી ના પાડી કાગડે તેને બીજી લાલચો આપી એવું પણ કહ્યું કે હમણાજ રાજાની રાણીનો નવસેરો હાર હું ઉઠાવી લાવ્યો છું તું જો મારી સાથે પરણશે તો તે હાર પણ તને રીતમા આપીશ કાગડાના સ્વરૂપ ઉપર નહિ પણ તેના ધનપર લલચાઇને અંતે બગલીબાઈ કબુલ થયા, ને કાગડાજીએ મોટી ધામધુમથી તેની સાથે પોતાના લગ્ન કર્યા પણ ધારેલું સંસારસુખ કાગડો પામ્યો નહિ કાગડો પોતાની આ

મનમોહન પત્નીને સાથે લઇ બહાર ફરવા નીકળે, ત્યારે બધા પક્ષીઓ તેની મજાક ને હાસી કરે વળી બગલી પોતે પણ તેના કાળા મુખ ને કઠોર સ્વરથી લજ્જા પામીને તેને માન ને સુખ આપે નહિ પોતે તેની સાથે પરણી તે જાણે મોટો ઉપકાર કર્યો હોય અને કાગડો પોતાનો ગુલામ હોય તેમ તેની સાથે તે વર્તે વળી મોઘામા મોંઘી ને અસાધ્ય વસ્તુઓ તેની પાસે માગે એક દિવસ તે બગલીએ કહ્યુ કે રાજાના ભાણામાનુ પકવાન્ન મને તો ભાવે છે કાગડે ધાસ્તી દેખાડી કે જો તે પકવાન્ન લેવાની હું તજવીજ કરીશ તો નકામો માર્યો જઈશ ને તને મારા વિયોગનું ભારે દુ ખ ખમવુ પડશે બગલી તે ઉપરથી છેડાઇ, રડવા ને માથુ કુટવા મ ડી કે "અભાગીઓ મારા દિલના કોડ કાઇજ પૂરા પાડતો નથી" ર ક બાપડો કાગડો! અ તે નિરુપાયે રાજાના રાજ-મહેલ આગળ ગયો, અને રાજાનુ ભાણુ ખુલ્લુ મેલાયલુ હતુ તેમા ચાચ મારી, પણ તેમાથી કકડો ઉઠાવે તેટલામા તો ચોકીદારે તેનાપર બ દુકની ગોળી છોડી, અને તે લાગતાજ તે તરફડી ત્યાનો ત્યાજ મરણ પામ્યો

બોધ–કેટલાક મૂર્ખ ને લોભી માણસો પોતાની ગુ જાસનો કાઇ પણ વિચાર કર્યા વગર, મોટા ઘરની અને વળી સુદર સ્ત્રી પરણવા માગે છે, પણ તેવી સ્ત્રીઓ મોટા ને ખરચાળા કોડ ધરાવે છે તે કોડ પોતાથી પૂરા પાડી શકાશે કે નહિ તેનો કશો વિચાર કરતા નથી, તેથી પરણીને સામા તેઓ દુ ખી થાય છે અને સ્ત્રીના ધણીને બદલે ગુલામ જેવા થઇ પોતાના જીવતરને શ્રાપ દે છે સ્ત્રીનુ સ્વરૂપ સુદર ન હોય પણ જો તે સદ્ગુણી ને ઉદ્યોગી હોય તો તેને અવશ્ય પસ દ કરવી અને એથી ઉલટા ગુણવાળી રૂપવ તી હોય તે છતા તેને પસ દ કરવી નહિ કરીએ તો બગલી પરણીને ફસી પડેલા સદરહુ કાગડા જેવી ખરાબ સ્થિતિમા આવી પડીએ



## કથા ૩૯ મી–બાળક ને ભેંસ

એક શખ્સ એક દૂધાળી ભેંસ વેચાતી લઇ આવ્યો તેના બાળકે તે જોઇને મોઢુ મચકોડયું અને કહ્યુ, "બાપા, તમે રૂપૈયા ખરચીને કાળી કાળી ભેંસને શીદ લઇ આવ્યા? એકાદ રમતિયાળ કુતરૂ કે સસલુ જ લાવ્યા હોત તો મને રમવાની ગમ્મત પડત "બાપે કહ્યુ, "નિર્દોષ પણ અજ્ઞાન છોકરા ! ભેંસ કાળી છે, પણ એનું દૂધ ગોરૂ ને ગુણગારૂ છે તે દૂધવડે આપણને ઘણી ઘણી મોજ મળશે, ને ખરચાયલા રૂપૈયા સો ગણા વળી રહેશે "

બોધ–રૂપ કરતા ગુણજ કિમતી છે દેખાવે રૂપાળા પણ દુર્ગુણ-વાળા માણસ કરતા, દેખાવે બેડોળ પણ સદ્ગુણવાળુ માણસજ સારૂ જેઓને ડહાપણ ને અનુભવ હોતો નથી તેઓજ એથી ઉલટો વિચાર રાખે છે

## કથા ૪૦ મી–કૂતરાનુ રડવુ

ગામડાના મોહોલ્લાઓમા ભટકતા જ ગલી કુતરા રાતની વેળા મોટે ઘાટે અપશુકન ભર્યા સાદે વારવાર રડે છે તેમના રોજના રડવાથી કટાળીને એક વેળા એક માણસે કૂતરાઓને પૂછયુ કે, "નથી તમારે ત્યા મરણ થયુ કે નથી તમારાપર કઇ આફત આવી પડી, તો પછી તમો રડો છો શામાટે ? ' કુતરાઓએ ઉત્તર વાળ્યો, "ભાઇ, અમારા રડવાનુ કારણ અમે કઇ જાણતા નથી, જો કારણજ હોય તો તે પરમેશ્વર જાણે અમે તો કારણ વગર અમસ્થાજ રડીએ છીએ અમારામાનુ એક રડયું કે બીજાને રડવુ આવે છે ને બીજાને જોઇ ત્રીજુ રડે છે ને એમ થતે થતે બધા રડવા માડીએ છીએ '

બોધ–કેટલાક માણસ એવા નબળા મનના ને અનિશ્ચિત વિચારના હોય છે કે પોતાપર કશુ દુઃખ ન હોવા છતા માત્ર પોતાના મનના

ખ્યાલથીજ દુ ખ માની લે છે ને તે માટે નકામા હાય અફસોસ ને રુદન પણ કરે છે અબળા જાતિમા એવા દાખલા વિશેષ જોવામા આવે છે કે તેઓ એવી રીતે વગર દુઃખે દુ ખી થાય છે, અને તેથી કોઈ વાર જ્યારે તેઓપર ખરેખર આફત આવે છે ત્યારે પણ કોઇ તેમની દયા ખાતું નથી

## કથા ૪૧ મી–દ્રાક્ષનો વેલો અને દાડમનું ઝાડ

એક બાગમા દ્રાક્ષનો વેલો અને દાડમનુ ઝાડ પાસે પાસે ઉગેલા હતા વેલાને માળીએ માડવો રચી તેના ઉપર ચઢાવેલો હતો, જેથી પોતાને વધારે અગત્યનો અને કિમતી સમજી તે મગ્ન અને મગરૂર રહેતો એક દહાડો તેણે પોતાના પડોશી દાડમના ઝાડને કહ્યુ, "તુ તારા દાણાદાર ફળ અને લાલ હિગળા જેવા ફૂલ છતા મારી પાસે કગાળ છે જો ' તુ જ્યારે જમીનપર સદા ખડુ રહી કષ્ટ પામે છે ત્યારે હુ આ સુદર માડવાપર આમથી તેમ લોટી કેવી મોજ મારૂ છુ ! તને બાપડાને એવું સુભાગ્ય કયાથી પ્રાપ્ત થવાનુ હતુ ? " દાડમનુ ઝાડ બોલ્યુ, " તારી મોટાઇનો માડવો તનેજ મુબારક ' મારે તે જોઇતો નથી જો, તારે માડવાના આધાર વગર ચાલતુજ નથી અને હું તો મારા પોતાના પગને આધારેજ ટટાર રહી શકુ છુ, એજ સુખ મારે મોટુ છે "

બોધ–પારકાને આધારે અથવા પરાયે પૈસે મોજ અને મોટાઇ ભોગવવા કરતા આપણી સ્વતત્ર ગરીબીમાજ સતોષ માની રહેવુ તથા આપણા જાતિબળેજ આપણુ ગુજરાન કરવુ, એ ઉત્તમ છે પહેલી સ્થિતિમા જ્યારે ગુલામગિરી અને હિણપત છે, ત્યારે બીજીમા સ્વતત્રતા અને માન છે જેમનામા આપ મહેનતે ટકવા અને વધવાની શક્તિ નથી તેઓનેજ બીજાની મદદ લેવી પડે છે પણ જેઓ એ શક્તિ ધરાવે છે તેઓ તેવી મદદ લઇ બીજાના ઉપકારમા જવાને કદિ

પણ ચાહતા નથી કહેવત છે કે "**આપ સમાન બળ નહિ ને મેઘ સમાન જળ નહિ.**"

## કથા ૪૨ મી–દાઢીવાળો બકરો

એક દાઢીવાળા બકરાને તેના ધણીએ માતાને અર્પણ કરીને તેને સ્થાનકે રમતો મેલ્યો હતો મોટાઇની નિશાની દાઢી હોવાથી ને વળી તે માતાના સ્થાનકનો બકરો ગણાયાથી લોકો તેને પવિત્ર ભક્ત સમજી માન આપતા, ને બકરો પોતે પણ પોતાને માટે તેવુજ અભિમાન રાખતો, પરંતુ તે બીજા સાધારણ બકરાની પેઠે લોકોના ઘરો, ખેતરો ને વાડીઓમા છુપી રીતે ભરાઈ, પરાયો માલ ખાઈ જવામા પણ પછાત પડતો નહોતો એક પ્રસંગે એક ખેતરમા પેસી ધરુ ખાઈ જતા, ખેડુતે તેને પકડયો ને શિક્ષા કરવા માટે ડંગોરો ઉઠાવ્યો બકરે પોતાના બચાવમા કહ્યુ કે " મને નકામો મારીશ નહિ તારા ખેતરમા હુ ચોરી કરવા નહોતો પેઠો, પણ બીજા લુચ્ચા બકરા વખતે ચોરી કરવા ભરાયા હોય તો તેમને હાકી કહાડવા સારૂજ પેઠો હતો પરમેશ્વરે મને મોટાઇની દાઢી આપી છે અને વળી હુ માતાનો બકરો છુ, તો તને ઘટે છે કે મારા શબ્દોને સાચા માનવા અને ચોરીનુ આળ મારા-પર મેલી મને શિક્ષા કરવી નહિ " ખેડુતે કહ્યુ, "જો મે મારી નજરે તને મારો માલ ખાતા જોયો નહોત તો એક વાર તારી દાઢીથી ઠગાઈ, તારી વાત સાચી માનત પણ મે ખાતરી કરી છે કે તુ અપરાધી છે, એટલે તને શિક્ષા તો કરવીજ જોઈએ તે શિક્ષા પણ તને બેવડી કરીશ, કેમકે દાઢીવાળો ને માતાનો બકરો થઇને તે એવુ ખોટુ કર્મ કર્યુ છે, કે જે કરવુ તને મુદ્દલ ઘટે નહિ ને એવા કામથી બીજાઓને વાળ-વાનો તારો ધર્મ છે " એમ કહી દાઢીવાળા બકરાને તેણે લાકડીવડે સારી પેઠે ખોખરો કર્યો

બોધ–ધર્મીપણાનો તથા પવિત્રતાનો ડોળ ઘાલનારા સઘળાજ

માણસો કાઇ ખરેખરા ધર્મી ને ભક્તિમાન હોતા નથી તેમા ઘણાકો ઠગારા હોય છે, ને ધર્મીપણાના ઓથા હેઠળ કુડા કર્મો કરે છે આવી રીતે બીજાઓ કરતા તેઓ ઉલટા વધારે હાનિ કરે છે, અને તેટલા માટે જ્યારે પણ તેઓ સપડાય ત્યારે લોકોએ તેમને ઉઘાડા પાડી ફજેત કરવા તથા સજાએ પહોચાડવા જોઇયે

## કથા ૪૩ મી—ઢોરોની હડતાળ અને વાઘ વરૂને તડાકો

માણસો પોતા પાસે જોઇએ તે કરતા વધારે વૈતરૂ કરાવે છે એવા વિચારથી ક્રોધ કરી બળદ, પાડા, ઘોડા ઇત્યાદિ પ્રાણીઓએ હડતાળ પાડી હડતાળ પાડીનેજ તેઓ અટકયા નહિ, પણ ફરી માણસો સાથે વહેવારજ રાખવો નહિ એવો નિશ્ચય કરી વનમા ચાલી નીકળ્યા થોડા દહાડા તો તેમને વગર મહેનતે મનગમતો ચારો ચરતા મઝા પડી, પણ પછી તેમના ભોગ જાગ્યા તેમના આવવાની વાત ફેલાયાથી વનમાના વાઘ વરૂ જેવા ફાડી ખાનારા પ્રાણીઓ તેમનાપર ઉતરી પડયા અને તેઓમાના એકેએકને મારી ખાધા

બોધ–આપણે જેમને ત્યા કામે લાગ્યા હોઇએ, તેઓ આપણી પાસે વધારે કામ કરાવે કિવા આપણા ઉપર કાઇક દુખ પાડે તોપણ એકદમ તેમનાથી છુટા પડવુ નહિ અને આપણા ઉપરનો બોજો ઘટાડવાની વિનતિ કર્યા કરવી, જે વહેલુ મોડુ પણ સ્વીકારવામા આવશે. " નોકરી નફ્ટ " હોય છે, અને જ્યા પણ તે કરો ત્યા તેની વધતી ઓછી કઠિનતા ખમ્યા વગર છુટકોજ નથી નવી નોકરી કેટલીવાર એવી કઠણ મળે છે કે જૂનીને ભૂલાવે નવી અને વગર ભરૂસાની નોકરી કરતા થોડી કઠણ પણ જૂની નોકરીજ સારી નોકરી ધધા વગર નવરા ફરવામા મઝા દેખાય છે ખરી, પણ તે થોડાજ વખતની, અને પાછળથી તે મોટા સકટો આણે છે.

## કથા ૪૪ મી–પૂંછડી ખોઇ આવેલો ઉંદર

એક ઉંદર ઘરમા બહુ ત્રાસ વર્તાવતો હતો ઘરધણીએ તેને મારવા માટે છટકુ (પાંજરૂ) માંડયુ ઉંદરનુ શરીર તેના સકંજામા ન આવતા માત્ર તેની પૂછડીજ થડમાથી આવી ગઇ ને જોર કરતા ઉંદર જો કે છુટી શકયો, તોપણ પૂછડી તુટી અને તે બાંડો થયો પોતાના જાતભાઇઓમા આવી ભળતા તેઓએ જ્યારે પૂછડીવિષે પૂછયુ ત્યારે પોતાની લાજ રાખવા માટે તેણે એવી ખોટી વાત કહી કે "રાત્રે હુ પડોશના દહેગમા ફરતો હતો, તેવામા શ્રીમહાદેવજી પ્રત્યક્ષ પધાર્યા તેમને અર્પણ કરવા માટે મારી પાસે કશુ સાધન ન હોવાથી સમય-સૂચકતા વાપરી મે મારી પૂછડી તોડી તેમને અર્પણ કરી દીધી મહાદેવજીએ તેથી પ્રસન્ન થઇ મને આશા આપી છે કે આવતા ભવમા આ એકને બદલે તને સાત પૂછડીઓ થશે માટે હે ભાઇઓ! તમે પણ જો ભવિષ્યમા સાત પુછડિયા થવા માગતા હો તો આજ ચોઘડિયે તમારી પૂછડીઓ શ્રીમહાદેવજીના નામપર કાપી નાખો" કશો વિચાર ન કરતા સઘળા મૂર્ખ ઉંદરોએ તે પ્રમાણેજ કર્યુ અને આ ઉંદરની ન્યાત બાંડી બની ગઇ!

બોધ–કહેવત છે કે "એક નકટો આખી જમાત બગાડે" ખોડવાળા માણસો પોતાની ખોડને સારી દેખાડવા માટે બીજાઓની આગળ તેના વખાણ કરી તેમને પણ પોતાના જેવા બનાવવાની યુક્તિ કરે છે ચાલાક માણસો તો તેમની મતલબ સમજી તેમની યુક્તિમા ફસાતા નથી, પણ ભોળા ને મૂર્ખ માણસો તેમના ઉપર વિશ્વાસ રાખી ફસી પડે છે અને હાનિ તથા અપકીર્તિ ખમે છે

## કથા ૪૫ મી–ખજુરી અને નંબરપાડુ

ખજુરાનો એક ઉપરી ખજુરીના ઝાડોપર નબર પાડવા ગયો ખજુરામા તે જોઇ કકળાટ ફેલાયો એક ડાહી ખજુરીએ આ નબર

પાડનારને કરગરીને કહ્યુ, " ભાઇ! અમે કાંઇ તારૂ બગાડયુ નથી તુ શામાટે અમને કોરી કોરીને નબર પાડીને જખમી અને દાઘેલ કરે છે ? ' તેણે જવાબ દીધો, "બેન ! ગભગાઇશ મા તમારે અગે નબર પાડયામા તમને ગેરલાભ નથી તમારી ગણુતરીનું કામ ઠીક થશે અને તમારાપર છાપ પડીને તમારી શોભા વધશે ' ખજુરી બોલી, "ઠીક! એમજ છે તો ભાઇ ! શામાટે તમે માણસો પણ તમારે કપાળે નબરના ડાઘ પડાવી તમારી શોભા અને સવડ વધારતા નથી ? " નબર પાડનારે ઉત્તર વાળ્યો, " તેનું કારણ તમે ન સમજો અમે માણસો તમારે માટે જે કરીએ તેને તમારે શરણ થવુજ જોઇએ "

બોધ-સ્વાર્થી માણસો પોતાના સ્વાર્થ માટે બીજાને દુ ખ થાય એવા કામો કરે છે તોપણ તેઓ તે કામોને તેઓના લાભનાજ જણાવે છે, પણ તેવાજ કામો તેઓ પોતા ઉપર થવા દેતા નથી તે માટે જયારે તેમને મેણા મારવામા યા તેમના કામોનો દાખલો આપવામા આવે છે ત્યારે ખોટા બહાના કાઢી તેઓ વાત ઉડાવી દે છે

---

## કથા ૪૬ મી-વાઘણની વહેવાણ થઇ દીકરી ખોઇ બેઠેલી શિયાળ

એક શિયાળને વાઘણ સાથે બહેનપણુ હતુ તે વધારવા તથા પોતાની જ્ઞાતિમા મોટાઈ દેખાડવા માટે તેણે પોતાની દીકરીને તે વાઘણના દીકરા સાથે પરણાવી અને પોતે વાઘણની વહેવાણ બનીને તોરથી ફરવા લાગી, પણ થોડાજ વખતમા આ સગપણ તેને પસ્તાવો ઉપજાવનાર થઈ પડયુ પોતાના સાસુસસરા તથા ધણીના ઘાતકીપણા ને વિચિત્ર રીતભાતથી શિયાળની દીકરી સાસરીએ દુ ખ પામવા લાગી. શિયાળનુ દિલ બહુ દાઝયુ, તથાપિ વાઘણને તે વિષે કંઇ પણ કહેવાની તેની છાતી ચાલી નહિ, તોપણ પોતાની દીકરીના હિત કાજે એક

દિવસ બીહીને પણ તેણે બે બોલ કહ્યા વાઘણે તેથી પોતાની ભૂલ જોઈ તો નહિજ, પણ સામી છેડાઇ પડી અને તેઓ વચ્ચેનું બહેનપણુ તૂટી ગયુ શિયાળની દીકરીએ આ સદાના દુ ખથી છુટવાનો કશો ઉપાય જોયો નહિ અને તે બાપડીએ આપઘાત કરી પોતાનો જીવ ખોયો

**બોધ**–કેટલીક મૂર્ખ ને લોભી માતાઓ પોતાની દીકરીઓ પરણાવતા તેઓના સુખની દરકાર રાખતી નથી એટલી પોતાની મોટાઇ દેખાડવાની દરકાર રાખે છે તેઓ સામા માણસોના ગુણ જોયા–તપાસ્યા વગર માત્ર પૈસા કે કુળથી લલચાઇ, ગમે તેવા મૂઢ માણસને ઘેર પોતાની પુત્રી પરણાવે છે, પણ તેવા જોડા સુખી નીવડતા નથી છોકરી સાસરે દુ ખ પામે છે અને તેથી માબાપને પણ સ તાપ થાય છે એવા સાસરા કેટલીકવાર છોકરીના મોતના કારણ થઇ પડે છે

---

## કથા ૪૭ મી–માની શિખામણ નહિ માનનાર બકરૂં

એક બકરીનુ બચ્ચુ બહુ ચાલાક હતુ, પણ પોતાની મા(બકરી)ની શિખામણ માનતુ નહિ મા જે કઇ શિખામણ દે તેની સામે વાદ કરી તેને તે હસી કહાડે એકવાર એવો પ્રસ ગ બન્યો કે તેમના ફળિયામા એક કૂતરી વીઆઈ આવતા જતા માણસો ઉપર તે કૂતરી ભસીને હલ્લો કરે, જેથી ત્રાસ વર્તી રહ્યો બકરીએ તે ઉપરથી પોતાના બચ્ચાનુ હિત વિચારીને તેને ચેતવણી આપી કે “ થોડા દહાડા તુ ફળિયામા નીકળીશ નહિ, આપણા ફળિયામા કૂતરી વીઆઇ છે, તે સર્વને ભસે છે ને બાચકા ભરે છે તુ કોમળ અને નિર્બળ છે, તો તારાપર તે અવશ્ય હલ્લો કરશે તેથી કદાચ તુ માર્યુ પણ જશે અને મારાથી તે દુ ખ સહન થશે નહિ ” બચ્ચાને આ વાત હસવા જેવી લાગી તે બોલ્યું, “મા ! તમો તો બહુજ બીકણ છો ફળિયામા કૂતરી વીઆઇ તેટલા માટે શુ મારે સ્વત ત્રતા વેચી બીકણની પેઠે ઘરમા ગોધાઈ રહેવુ ? છટ ! એ વાત મને ગમતી નથી હુ તે શુ કરવા કૂત-

રીને કે તેના કુરકુરિયાને છેડીશ કે તે મને બચકું ભરે ! હું મારા હક્ક પ્રમાણે મારે માર્ગે ફરૂ તેમા કુતરીના બાપનુ શુ જવાનુ છે ? બકરીએ આથી ખેદ પામી બચ્ચાને બહાર ન જવા ઘણો આગ્રહ કર્યો અને કૃતરીએ કોને કોને કરડયા હતા તેના દાખલા પણ આપ્યા, પણ તે સઉ ફોકટ પોતાની મા ન જાણે તેમ તે એક વેળા ગુપચુપ ઘરમાથી બહાર નીકળ્યુ અને જેવુ કુતરીની જગા નજીકથી પસાર થાય છે તેવુંજ કૂતરીએ વાઘણની પેઠે તેનાપર હલ્લો કરી તેનુ ગળુ ચીરી તત્કાળ મારી નાખ્યું મરતી વેળા તે રક પણ ઉદ્ધત બચ્ચાને મોઢેથી નીચલા શબ્દો નીકળ્યા—

( દોહરા )

ડુકુ ડહાપણ બાળનુ, મરણ દુખનુ મૂળ,
માને નહિ માબાપનુ, એ બહુ મોટી ભૂલ ૧
ડહાપણ જે માબાપનુ, પ્રેમીને પાકટ,
ભગ તેહનો જે કરે, તે પામે સકટ ૨
હિતવચન માબાપના, બાળકના તે મિત્ર,
સદા નજરમા રાખજો, આજ કથાનુ ચિત્ર ૩

બોધ—માબાપ કે ઘરડા માણસોની શિખામણ જેમ બાળકોના હિતની તેમ પાકા અનુભવની હોય છે, તે માનવામાજ ખરૂ સુખ છે. પણ કેટલાક છોકરા પોતાની હઠીલાઈથી તો કેટલાક પોતાના મુઠીભર ડહાપણ ને અધુરી કેળવણીથી માનતા નથી તેથી ઉલટા ચાલીને તેઓ મોટા દુઃખમા ફસી પડે છે અને વખતે પોતાના આખા જન્મારાનો સ્વાર્થ બગાડે છે પાછળથી તેઓ પસ્તાય છે પણ તે પસ્તાવો તેમને કામ લાગતો નથી અને કેટલીકવાર તો તેમના જીવની પણ હાનિ થાય છે

---

## કથા ૪૮ મી–જૂદી જૂદી સ્થિતિ પામેલા બે જોડિયા બળદ

એક ગામમા બે જોડિયા વાછરડા હતા તેમના ધણીએ બનેને એકસરખા મૂલે બે જૂદા જૂદા ગાડીવાનોને ત્યા વેચ્યા એક ગાડીવાન દયાળુ ને શાણો હતો તે પોતે લીધેલા બળદને પૂરતો ખોરાક આપતો ને તેની પાસે મધ્યમસર કામ કરાવતો, તેથી તે બળદ આરોગ્ય ને બળવાન નીવડી તેને મનમાનતા પૈસા મેળવી આપવા લાગ્યો, પણ બીજો ગાડીવાન ઘાતકી ને લોભી હતો પોતાના બગદને તે થોડો ખોરાક આપવા અને ઘણુ વઇતરૂ કરાવવા લાગ્યો તે હિણભાગ્ય બળદ તેથી ગળવા લાગ્યો ને નબળો થતો ચાલ્યો ભારે બોજાથી ભરેલુ ગાડુ તેનાથી ઘસડાય નહિ ત્યારે તે હરામી કરે છે એમ કહી ગાડાવાળો તેને ચાબકા મારીને આર ભોકે બળદ તેથી વધારે નબળો પડી ગયો અને અ તે મરણ પામ્યો આ ગાડાવાળાએ બળદ લેવા પાછળ ખર્ચેલા પૈસા તેથી પાણીમા ગયા અને નવો બળદ લેવાને ફરીથી તેને પૈસા ખર્ચવા પડયા તે જૂદા

**બોધ**–પરમેશ્વરે જેમને શેઠ શેઠાણી થવાનુ સુભાગ્ય આપેલુ છે તેમને ઘટે છે કે પોતાના નોકરોને તેમની યોગ્યતા પ્રમાણે સારો દરમાયો આપવો, તેમના તરફ માયાળુ રહેવુ અને શક્તિ ઉપરાત વઈતરૂ કરાવવુ નહિ તેમની ભૂલો બનતાલગી માફ કરવી અને જેમ તેઓ જૂના થાય તેમ તેઓનો દરમાયો વધારતા જવુ નોકરો તેથી તેમને પોતાના માબાપ સમાન ગણી તેમનુ કામ કાળજીથી કરશે અને તેમના લાભમા પોતાનો લાભ સમજી તેમનાથી છુટા પડવા ચાહશે નહિ જેઓ એથી ઉલટી રીતે નોકરો સાથે વર્તે છે તેમના નોકરો તમનુ કામ બરાબર કરતા નથી, વારવાર નોકરી છોડી જાય છે અને શેઠ શેઠાણીને નવા નોકરો સાથે નવી માથાકૂટ કરવી પડે છે, વળી તેમનુ નામ વાયકુ થયાથી નવા નોકર મહા મુશ્કેલીથી મળે છે અને એ રીતે તેમને અનેક અગવડો ખમવી પડે છે

## કથા ૪૯ મી–વાઘનું નામ ધરાવનાર શિયાળનું બચ્ચું

એક શિયાળે પોતાના બચ્ચાનુ નામ લાડથી "શેરખા" (નામીચો વાઘ) એવુ રાખ્યુ તે નામ માટે તેના માબાપ તેમ તે છોકરો પણ બહુ કુલાશ રાખતો, જાણે વાઘનુ નામ મળ્યુ તેથી ખરેખરો વાઘજ બની ગયો હોયની! પડોશમા બીજા પ્રાણીઓના બચ્ચાઓ સાથે રમતા આ "શેરખા" શિયાળ તેમને ગ ળો ભાડે ને મારે, અને તે બાપડા છોકરાઓ તેના નામથી બીને તેને છેડે નહિ એક સમયે તેઓ સઘળા રમતા હુતા, તેવામા સામેથી એક નાનો વાઘ બરાડતો ને છલ ગ મારતો તેઓ તરફ આવતો જણાયો તે જોઇ તેઓ ગભરાયા, અને સઘળાઓએ શેરખાને કહ્યુ, "મોટા ભાઇ શેરખા! હવે તમારૂ શુરવીરપણુ દેખાડવાનો સમય આવ્યો છે તમે "શેરખા" એવુ મોટુ નામ ધરાવો છો, તો આપણાપર ધસી આવતા પેલા નાના વાઘની સામે ઉતરો અને તેને મારી તમારૂ નામ ખરૂ કરી દેખાડો! તમે જો તેની સામા થશો તો અમે તમારી પીઠે ખડા રહીશુ, નહિ તો નાસવા સિવાય અમારો છુટકો નથી" શેરખા તો પેલા નાનકડા વાઘને જોતાજ એવા ધ્રૂજી ઉઠયા હતા, કે તેમનુ મરોડદાર પૂછડુ નીચુજ પડી ગયુ હતુ! ભયના માર્યા સૌથી પહેલાજ તેઓ પોતે નાઠા અને તેમની પાછળ તેમના ગોઠિયાઓ પણ તેમને હડધૂત કરતા નાસી ગયા

બોધ–નામથી નહિ પણ કામથીજ માણસનુ પાણી જણાય છે મોટુ નામ રાખી મોટા કામ ન કરીએ અથવા ભલા કામ કરવાને સમયે બહાના કાઢી ખસી જઈએ તો આપણી હાસી થાય અને આપણું મોટુ નામ લજવામાં આવી પડે કેટલાક ર ક માબાપો પોતાના છોકરાને મોટા મોટા કે રાજવ શી નામો આપે છે તેઓ અ તે પોતાના નિર્દોષ બચ્ચાઓની ઠેકડીજ કરાવે છે "દીકરા દળનારીના ને નામ તારે દારાશા" એવી એક કહેવત પારસીઓમા ચાલે છે મુસલમાનોમા

પણ કહેવત ચાલે છે કે–" પેટમા પાશેર પાણી નહિ ને નામ દરિયાવખા " હિંદુઓમા પણ કહેવત છે કે, " નામે નવલખી ને ગજવામા પઈ નહિ " ઈ ઈ

## કથા ૫૦ મી–વાઘ, વરૂ અને કૂતરા મિત્રો

એક જંગલમા વાઘ, વરૂ અને કૂતરો એ ત્રણ વચ્ચે દોસ્તી બંધાઈ એ ત્રણેના જાતિસ્વભાવ એવા કે તેઓ વચ્ચે મિત્રાચારી થઈ શકે નહિ તથાપિ સંજોગો એવા બન્યા કે જેથી આ વાઘ, વરૂ અને કૂતરો મિત્ર થઈ શકયા વરૂને જંગલમા પોતાના શિકારો મેળવતા વાઘથી અડચણ નહિ થાય અને વાઘની સંગતથી પોતે પણ મોટા પ્રાણીમા ગણાય તેટલા માટે તે ખુશામદ કરીને વાઘનો મિત્ર થઈ રહ્યો હતો કૂતરો જાતે માયાળુ સ્વભાવનો હોવાથી અને શહેરમાના પોતાના વઢકણા જાતભાઈઓ વચ્ચે દુઃખ પામ્યાથી શહેર છોડી જંગલમા નીકળી આવ્યો હતો અને તેને એકલો ભટકતો જોઈને તેના રૂપગુણપર પ્રસન્ન થઈ વાઘે સ્વેચ્છાથી તેને પોતાનો મિત્ર કર્યો હતો. થોડા દહાડા સુધી તો આ દોસ્તી કશી પણ અડચણવિના ચાલી, પણ પછીથી તેમા ભંગાણ પડયુ કૂતરાને નરમ અને મહેનતુ જોઈને વાઘ તેની સાથે મિત્રાઈને બદલે શેઠાઈ ચલાવી નોકરની પેઠે કામ કરાવવા લાગ્યો અને વરૂએ તેને ઉત્તેજન આપ્યા કર્યું ,કેમકે કૂતરો હલકો પડે એટલે વાઘના મિત્રતરિકેનુ માન ફક્ત પોતાનેજ મળે તેમ હતું કૂતરો આથી અસંતોષી થયો અને તક જોઈ નાસી ગયો વરૂએ વાઘને ઉશ્કેર્યો, એટલુંજ નહિ પણ પોતાની સરસાઈ દેખાડવાના હેતુથી પેલા કૂતરાનો નાશ કરવાનુ બીડું ઝડપી તેણે તેની પૂઠ પકડી. ઘણી જગાએ શોધખોળ કરતા આ કૂતરો તેને એક ભરવાડને ત્યા આવી રહેલો જણાયો તેણે બળવાન, હિમ્મતવાન અને ઉપયોગી જોઈ પોતાના ઢોરઢાખરની ચોકી કરવા તેને રાખ્યો હતો ત્યા તે ખાનપા

નથી પોષાઇ પુષ્ટ બન્યો હતો અને સર્વ માણસો તેના તરફ બહુજ પ્રીતિ દેખાડતા હતા તેની આવી ચઢતી જોઈ વરૂની આખમા વધારે ઝેર ભરાયુ કોઇ કળાથી તે ભરવાડને મળ્યું અને સમજાવ્યુ કે એ કૂતરો ઘાતકી લુચ્ચો અને કૃતઘ્ન છે, તેથી શહેરીઓએ તેને પોતા વચ્ચેથી હાકી કાઢયો હતો અને જગલમા તેને નિરાધાર ભટકતો જોઇ મારા ભલા અને મહાપ્રતાપી મિત્ર વાઘરાજાએ પોતાને ત્યા આશરો આપી રાખ્યો હતો, પણ ત્યા પણ તે પાસરો ન ચાલ્યાથી તેમણે કટાળી તેને કાઢી મૂકયો છે મારી ખાત્રી છે કે અહી પણ તે જોખમ-ભરેલોજ થઇ પડશે. માટે તમે એને તત્કાળ હાકી કાઢો, નહિ તો તમારી પણ ખરાબી કરશે એટલુજ નહિ પણ મારા મિત્ર વાઘરાજા પણ તમારા શત્રુ થઈ કોઇ દિવસ તમારો ઘાણુ કાઢી નાખશે " ભર-વાડ મૂર્ખ અને કાચા કાનનો હોવાથી વરૂની વાત સાચી માની અને જે નિમકહલાલ કૂતરો પોતાના ઢોરઢાખરનુ રક્ષણ કરનાર થઈ પડેલો તેને નિર્દયપણે માર મારી હાકી કાઢયો વરૂએ પોતાના કાવતરાની બડાઇ વાઘ આગળ મોટા મોટા શબ્દોમા હ.કી, પણ થોડાજ દિવસમા પોતાની અજાયબી વચ્ચે તેના જાણવામા આવ્યુ કે જે કૂતરાનો નાશ કરવાને હુ આકાશ ને પાતાળ એક કરી ચૂકયો છુ તે તો એક બીજા ભરવાડના હાથમા આવ્યો છે અને તેના ગુણોને માટે પ્રસન્ન થઇ તેણે તેને પોતાને ત્યા બહુ માન ને હેતથી રાખ્યો છે. એ વાત જાણતાજ આ અદેખો વરૂ તે ભરવાડને ત્યા પહોચી ગયો અને કુતરાની અપ-કીર્તિ કહી તેને હાકી કાઢવાનો આગ્રહ કર્યો, પણ આ ભરવાડ સમજુ હોવાથી તે ઝટ વરૂની ખોટી નિષ્ઠા જાણી ગયો, અને તેને એટલોજ ઉત્તર વાળ્યો કે આ કૂતરામા ભલાઇ સિવાય મે તો બીજુ કશું જોયું નથી. તમે તેને ભુંડો કહો છો તોપણ ગમે તેવો પણ તે કૂતરો છે અને તમે તો વરૂ. મને તો મારા બાપદાદા શિખામણ કહી ગયલા છે કે "ભલામા ભલા વરૂ કરતા ભુડામા ભુંડો કુતરો સારો !" આ ઉત્તરથી

વરૂનુ પાણી ઉતરી ગયુ પોતાની દુષ્ટ ધારણામા નિરાશ થઇ તે ત્યાથી પાછો ફર્યો અને ભરવાડને દમ ભીડાવતો ગયો કે, "હુ અને મારો મિત્ર વાઘ, તને જોઈ લઈશુ" ભરવાડે તેની ધમકીને હસી નાખી અને એક ગુણી પ્રાણીની નોકરીનો લાભ તે નિર્ભયપણે મેળવવા લાગ્યો.

બોધ–ખુશામતીઆ માણુસો ગમે એવા મોટા હોય તોપણ તેઓ ધાસ્તી આપનારા છે ખુશામતને ખાતર અને મોટા મિત્રને માત્ર રાજી રાખવા માટે પણ તેઓ પોતાના ગરીબ મિત્રનો ઘાણ કાઢવાને ચુકતા નથી પોતાનો હલકો હેતુ પાર પાડવા માટે તેઓ બને એટલી કપટ-કળા ચલાવે છે ભોળા અને કાચા કાનના લોક તેમની કારસ્તાનીથી ઠગાય છે ખરા, પણ સાવધ માણુસોની નજરમા તેઓ ઉઘાડા પડી પોતાની પ્રતિષ્ઠા ખોયા વગર રહેતા નથી સદ્ગુણી માણુસ હલકા માણુસોના સબધમા આવતા દુઃખ પામે છે, તોપણ છેવટે કોઈપણ તેની પિછાન કરનારૂ મળી આવે છે અને પોતાની ભલાઈનો બદલો તેમને મળીજ રહે છે

## કથા ૫૧ મી–વાઘણ અને બકરી

એક વાઘણ માદી પડી તેથી પોતાના બચ્ચાને ધવડાવવા માટે તેણીએ એક દુધાળી બકરીને પગાર ઠેરવીને રાખી બકરીએ પગારની લાલચે તેમજ પોતાના માયાળુ સ્વભાવ પ્રમાણે સારી રીતે દૂધ ધવડાવીને વાઘણના બચ્ચાને ઉછેર્યું વાઘણ સાજી થઇ એટલે બકરીને રજા આપી અને બકરી પોતાનો પગાર માગે તેથી ઉડાવવાની ખોટી નિષ્ઠા રાખીને તેણી બોલી, "બકરીબાઇ! હુ દિલગીર છુ કે તમોએ દૂધ ધવડાવવામા બેકાળજી કરીને મારા પુષ્ટ બચ્ચાને છેક તાવી નાખ્યુ છે એક માતા તરીકે તે માટે મને બહુ રીસ ચઢે છે અને એમ થાય છે કે જાણે હમણાજ તમને ફાડી ખાઉ, પણ તમારી સામે એટલી બધી ઘાતકી થતી નથી અને માત્ર તમારા ચઢેલા પગારનોજ દ ડ

કરીને જતા મેલું છુ" ગરીબ ભોળી બાપડી બકરી ! તે આશ્ચર્ય પામીને બોલી, "શેઠાણીજી ! તમારા જોવામા કાંઈ ફેર હશે. તમારૂં બચ્ચું તવાયુ તો નથીજ, પણ મારૂ દૂધ ધાવ્યા પછી વધારે પુષ્ટ બન્યુ છે ખાત્રી કરવી હોય તો ચાલો આપણે આડોસીપાડોસી-ઓને દેખાડીએ ને તેમનો મત લઇ આપણા વાધાનો નિવેડો આણી એ." વાઘણે જોયું કે બકરીનુ કહેવુ ખરૂં છે અને તેણી પોતાનો દાવો છોડવા માગતી નથી, તેથી તેણીને ગભરાવા માટે તેણે આળ મેલ્યું કે "હશે ! પણ એ મુદ્દાપર હુ વધારે વજન મેલતી નથી અને મારા એક વહાલા બચ્ચાને બીજા ની નજરમા લાવવાનુ યોગ્ય ધારતી નથી, પણ બકરીબાઇ ! મારા આ ભર્યા પૂર્યા ઘરમાથી તમોએ મન ભાવતી ચોરી કરી મને ખાલી કરી મેલી છે તેનુ કેમ ! બાપડો મારો ધણી રાતદિવસ મહેનત કરી શિકાર લાવી મારે સારૂ ઉચા રાખતો તેમાથી તમે ગમે તેમ હજમ કરી ગયા છો, તે માટે તમો શુ કહો છો ? તમારી લાજ રાખી અત્યાર સુધી હુ એ વિષે ચુપ રહી હતી, પણ હવે જ્યારે તમે મારી મરજાદા રાખતા નથી ત્યારે મે ઠરાવ કર્યો છે કે તમને તમારા ખરા રૂપમા ઉઘાડા પાડવા અને તમારા પગારની એક પાઇપણ તમને ન આપતા ખાલી હાથેજ વિદાય કરવા."બકરી જો કે ગભરાઇ તોપણ છાતી કઠણ રાખીને બોલી, "શેઠાણીજી ! મારા કહેવાથી તમને રીસ લાગી હોય તો ક્ષમા કરજો, પણ તમે પોતેજ દર-રોજ ફર્યાદ કરતા હતા કે હુ માદી પડેલી છુ તે છતા મારો નિર્દય ધણી મારે માટે શિકાર લાવતો નથી, તો પછી શિકાર હુ કેવી રીતે ખાઇ જાઉ ? આમ છતા માની લઇએ કે શિકાર ઘરમા લાવ્યા હતા, પણ તે મારાથી ખવાયજ કેમ ? અમો પશુની જાતનો ખોરાક તો ઘાસચારો છે, નહિ કે માસલોહીવાળા શિકાર" વાઘણ આથી તદ્દન ઝખવાણી પડી ગઇ, તોપણ ક્રોધના આવેશમા હદ બહાર જઈ બોલી, "લુચ્ચી બકરી ! હજુએ સમજતી નથી ? તો હવે હુ તારો કેવો

ઘાટ ઘડુ છુ! મારી સાદગીનો લાભ લઇ મારા પતિને ભોળવીને તેમની સાથ તે નીચ પ્રીતિનો વહેવાર માડયો હતો, એ વાત પણ શું ખોટી છે? જો તુ ખોટી કહેશે, તો આ મારો પતિ મારા તરફથી સાક્ષી પૂરી મને સાચી ઠરાવી આપશે" છેડાયલી વાઘણ આમ બોલીનેજ અટકી નહિ, પણ પોતાના પતિ વાઘપર તકાદો કરી તેને મોઢે પણ તેણીએ બોલાવ્યુ કે વાઘણ કહે છે તે વાત સાચી છે ને બકરીની નીતિસબધી વર્તણુક સારી નથી! વાઘ અને વાઘણને બકરી સામે નારાજ થયલા જોઇ ત્યાના બીજા પ્રાણીઓ પણ તે બાપડીપર છેડાઇ પડયા અને તેણી લુચ્ચી, ચોટ્ટી તથા અનીતિમાન છે એવુ કહી વાઘણ અને વાઘ તરફજ દયા દેખાડવા લાગ્યા બકરી આથી છેક ગાભરી પડી ગઈ અને પોતાનો પગારજ નહિ, પણ સાથે લાજ પણ ગુમાવી ધ્રૂજતી અને રડતી પોતાને ઘેર આવી વળી વાઘ તથા વાઘણની શત્રુતાના કારણે તેણીને પોતાનો બધો વખત ભયમા કાઢવો પડયો

બોધ—જે માણસો મોટા છતા લોભી અને હલકા સ્વભાવના હોય તેમની સાથે કોઈપણ કારણે કાઈપણ લાલચે વહેવાર રાખવો નહિ. સોગજોગે જો પ્રસગ પડયો હોય તો પહેલી તકે તેમનાથી છુટા પડી જવુ અને તે માટે નાણાનો કે બીજો ભોગ પણ આપવો પડે તો તે આપવો, નહિ તો તેમને હાથે આપણા પૈસાટકાની તથા માનમર્યાદાની હાનિજ થશે વળી તેથી આપણે માથે મોટા આળો ચઢશે અને લોકો પણ તેને ખરા કહેવા નીકળશે મોટા માણસો સાથે લડત કરવામા તેમની દોલત, લાગવગ અને કાવાદાવાને લીધે કદિ ફાવી શકવુ સહેલું નથી કેટલાક માણસો શ્રીમત હોવા છતા પૈસાના એટલા બધા લોભી હોય છે કે પૈસાના બચાવ ખાતર પોતાની સાચવટ તથા માણસાઈનો ભોગ આપવામા પણ પાછુ જોતા નથી ર કોના પૈસા ડુબાડવામા તેઓ પાપ સમજતા નથી અને તેથી બાપડા તેમના નોકરો વગેરેને પોતાના ખરા પસીનાના પૈસા ખોઈ રડી બેસી રહેવુ પડે છે

## કથા ૫૨ મી–ગીધ અને શહેર સુધરાઇ

એક વગડાના પ્રાણીઓએ પોતાની સીમમા ગદકી અને ગદવાડનો વધારો થયલો જોઇ તેની સફાઇ કરવા માટે ગીધને પોતાનો મ્યુનિસિપાલ કમીશ્નર નીમ્યો મુવેલા પ્રાણીઓને ઝટ ભક્ષ કરવાનો સ્વભાવ હોવાથી તે ગીધે સફાઈ તો ઠીક કરી, પરતુ તેના પોતાના છેરથી ત્યા નવી જાતની ગદકી થવા માડી અને જે જે ઝાડોપર તે ગીધ બેસતો તે તે ઝાડો, તેના છેરની ઝેરી ગરમીથી મરી જવા લાગ્યા પ્રાણીઓ તેથી વધારે દુ ખ પામ્યા અને છેવટે તેઓએ આ ગીધને પદભ્રષ્ટ કરીને પોતાનો છુટકારો કર્યો.

બોધ–કેટલાક હોદ્દેદારો એવા ભુડા સ્વભાવના હોય છે કે રૈયતને સુખ આપવાને બદલે દુ ખના કારણ થઇ પડે છે લોકકલ્યાણનો જે રૂડો હેતુ રાખીને તેમની નિમણુક થાય છે તેને બદલે રૈયતના સુખના ભોગે પોતાનાજ સુખસગવડ તેઓ સાધે છે નુકસાનકારક ગણાતા જે કામો કરવાની પ્રજાને તેઓ બધી કરે છે તેવા કામો પોતે નિર્ભયપણે કરે છે અને તેમ કરીને પોતાના અધિકારને ઝાખ લગાડે છે રૈયતમા જો શક્તિ અને એકસપી હોય છે, તો એવા હોદ્દેદારોને દૂર કરે છે અને નહિ તો તેમનુ અધેર ચલાવી લીધા વગર તેને છુટકો રહેતો નથી

---

## કથા ૫૩ મી—કાંટો અને પગ

એક માણુસ પોતાના પગરખા પહેર્યા વગર બાવળીઆના ઝાડોમા ફરતો હતો તેથી એક કાટો તેના પગમા ઓચિતો એટલો મજબૂત ભોકાયો કે તે કાઢતા તેના પગને બહુ વેદના થઇ અને લોહી પણ ઘણુ વહ્યુ આથી તે બબડવા લાગ્યો કે "ઓ દુષ્ટ કાટા ! તારૂ સત્યાનાશ જજો ! તારા ઝાડનો આ જગમાથી ક્ષય થજો !" કાટાએ ઠડેપણે ઉત્તર વાળ્યો કે "ભાઈ ! ગમે એટલી ગાળો ભાડ, મને તે લાગનાર

નથી હુ પોતે જાણી બૂજીને થોડોજ તારા પગને પીડવા આવ્યો હતો ? તારી મૂર્ખાઈથીજ તે આ દુઃખ પોતાને માથે વહોરી લીધુ છે આ જગા કાટાવાળી હોવા છતા તુ શામાટે ઉઘાડે પગે અહી આવ્યો? અને આવ્યો તો શામાટે જોઇ તપાસીને ન ચાલ્યો ? "

**બોધ**–માણસોને ઘણાખરા દુ ખ તો તેમની પોતાની મૂર્ખાઈ અને બેદરકારીથીજ થાય છે જ્યા જવુ ન જોઇએ ત્યા આપણે જઇએ, જે ખાવુ ન જોઈએ, તે આપણે ખાઇએ, જે કરવુ ન જોઇએ તે આપણે કરીએ, તો અવશ્ય આપણને દુ ખજ મળે સસારમા ડગલે ડગલે દુ ખના સાધનો પડેલા છે તે આપણને ન વળગે એટલા માટે બહુ સાવચેતી અને ડહાપણથી આપણો રસ્તો કાપવો જોઇએ ઘણાખરા માણસો તેમ કરતા નથી અને તેથી દુ ખના ભોગ થઈ પડે છે અને પછી તેઓ પોતાના પેદા કરનારને, પ્રારબ્ધને કે સામા માણસોને દોષ દે છે, પણ એ માત્ર તેમની અજ્ઞાનતા અને ગળેપડુપણુજ છે

## કથા ૫૪ મી–કળશિયો અને પાણી

એક કળશિયાને પાણીથી ભરવામા આવ્યો હતો પાણી કળશિયામા ઠર્યા પછી અભિમાન ધરી તેને કહેવા લાગ્યુ, "અલ્યા ! તે મને ઝાલી રાખ્યુ છે ત્યાસુધી તારાથી બીજુ કાઈ કામ થઈ શકતુ નથી. એ ઉપરથી હુ સમજુ છુ કે હુ તારે માથે શેઠ છુ ને તુ મારો નોકર છે " કળશિયો રીસે ભરાઈને બોલ્યો , "નગુણા અને અહકારી જળ ! હુ તો એમજ સમજતો હતો કે તુ મારે આધારે રહ્યુ છે, તો તે માટે મારો ઉપકાર માનશે, પરતુ તુ તો મને સામો નીચો પાડે છે, તો હવે તે નિમકહરામીનો બદલો જોઇ લે " એમ કહી કળશિયો ઉંધો વળી ગયો અને તેમાનું પાણી જમીનપર ઢોળાઇ, હતુ ન હતુ થઇ ગયું

**બોધ**–કેટલાક માણસો એવા અભિમાની અને નિમકહરામ હોય

છે કે જેઓ તેમને આશરો આપી નિભાવે છે તેમનેજ માથે ચઢી બેસવા માગે છે પોતાની ટુંકી સમજથી તેઓ ઉલટુ એવુજ સમજે છે કે અમોવડેજ એનો નિભાવ થાય છે એવા અધમ માણુસોની આખ ત્યારેજ ઉઘડે છે કે જે માણુસોને આધારે તેઓનો નિભાવ થતો હોય છે, તેઓથી તેઓ જ્યારે છૂટા પડે છે, યા તેઓ તેમને કહાડી મૂકે છે માણુસને ઘટે છે કે જેને આધારે પોતે નભતો હોય તેનો ઉપકાર માની નમ્ર રહેવું અને પોતે જો તેને કાઇ કામ લાગતો હોય તો તે માટે તેના પર પાડ ચઢાવવો નહિ

## કથા ૫૫ મી–બકરી તથા કૂતરી વચ્ચેનો કજીયો અને વાંદરાનો ન્યાય

એક રળિયામણુા ગામડામા એક ગરીબ બકરી રહેતી હતી એ બકરીને બે રૂપાળા બચ્ચા જન્મ્યા જેને માટે તે પોતાને ભાગ્યશાળી સમજી પરમેશ્વરનો પાડ માનવા લાગી હવે તે જગાએ એક વિકરાળ વઢકણી કૂતરી પણ વસતી હતી જો કે તે બકરીની પડોસણુ તથા મૈત્રિણી હતી, તથાપિ બકરીના રૃષ્ટપુષ્ટ બચ્ચાઓને જોઇ તેની દાનત બગડી અને તે બચ્ચાઓનો ભક્ષ કરી પોતાના મનની તૃપ્તિ કરવાની તલપ તેના દિલમા ઉત્પન્ન થઇ એક દિવસે બકરી પોતાના બચ્ચાને ત્યાજ મેલીને ગામને પાદરે ચારો ચરવા ગઇ ત્યારે એ કૂતરીએ એ બચ્ચાઓને પોતાને કબજે લઈ લીધા અને પોતેજ જાણે તેમની માતા હોય તેમ તેઓને પાસામા ઘાલીને બેઠી બકરી પાછી ફરી ત્યારે આ તમાશો જોઇ વિસ્મય પામી, તોપણ તે એવું સમજી કે કુતરી મારી બેન સમાન હોવાથી બચ્ચાની માશીદાખલ તેણીએ મારી ગેરહાજરી-મા મારા બચ્ચાઓનુ રક્ષણ કરવાના વિચારથી તેમને જાળવ્યા હશે, તેણીએ તે માટે કૂતરી બેનનો ઘણો ઘણો ઉપકાર માન્યો અને વિનતિ

કરી કે હવે મારા બચ્ચા મારે સ્વાધીન કરી તમે સુખે તમારે કામે વળશો ફૂતરીએ તે સાભળતાજ છેડા છોડાવીને કહ્યુ કે, "તુ કોણ આ બચ્ચાઓની મા થવાવાળી ? હુ તને ઓળખતી નથી એ બચ્ચા તો મારા પોતાના જણેલા છે" આમ બોલવા જોડે તેણી વાઘણની પેઠે કુફાડા મારતી ભસવા મડી રક બાપડી બકરી ! આ અણધારી આફત જોઈ થરથર ધ્રૂજવા લાગી, તેણે ઘણી નમ્રતાથી ફૂતરીને કહ્યુ, "જો તમે સાચા હો તો આવો મારી સાથે, આપણે કોઇ ન્યાયી પ્રાણી પાસે જઇ એનો ન્યાય કરાવીએ ન્યાયમા જો તમારી જીત થાય તો બચ્ચા મારા પેટના જણેલા છતા પણ હુ તેમને તમારે સ્વાધીન કરીશ"

ફૂતરીએ આ દરખાસ્ત એમ સમજીને સ્વીકારી લીધી કે મારા તથા બકરીના વાધામા કોની તાકાત કે મારી વિરુદ્ધ ફડચો કરશે ? પછી બને જણ બચ્ચાને સાથે લઇને, કોઇ ન્યાયાધીશની શોધ માટે વગડા તરફ આગળ વધ્યા થોડેક છેટે પહોચતા ઝાડી વચ્ચે તેમને એક મોટો વાદરો મળ્યો તે દેખાવમા તથા ચેનચાળા કરવામા મનુષ્યજાતને ઘણો મળતો હોવાથી, ફૂતરી તથા બકરીએ તેને નમન કરીને વિનતિ કરી કે 'વાદરાજી ! વાદરાજી ! અમે તમને અમારા ન્યાયાધીશ ઠરાવીયે છીયે, તમે અમારો ન્યાય કરો" પછી ફરિયાદણ બકરીએ પોતાની ફરિયાદની સઘળી વિગત કહી સભળાવી પ્રતિવાદણ ફૂતરીએ પણ પોતાના બચાવનુ કહ્યુ, અને છેવટે ઉમેર્યું કે, "હુ જાતે ફૂતરી છુ તથા તમારા કરતા ઘણી બળવાન છુ, તે લક્ષમા રાખીને ન્યાય કરશો !" વાદરાજી પોતાના ભાવ વધેલા માની ખુબ દમામથી ન્યાયાધીશ બન્યા અને બને પક્ષકારોને પોતપોતાના સાક્ષી પૂરાવા રજુ કરવાની આજ્ઞા કરી બને પક્ષકારો ગામમા જઇને સાક્ષીઓ મેળવવાનો યત્ન કરવા મડયા ગામના કૂતરાં, બકરા, બિલાડા, મરઘા, બટકા, ઉદરડા ઇત્યાદિ સર્વ કોઇ જાણતા હતા કે

અચ્ચા બકરીનાજ છે અને કૂતરી ખોટો દાવો કરે છે, તોપણ કૂતરીના ત્રાસથી તથા તેણીએ દમ ભરાવ્યાથી તેઓ તેણીનાજ સાક્ષી થયા અને બિચારી બકરી કાલાવાલા કરીને થાકી નોએ કોઇએ તેણીનો પક્ષ લીધો નહિ ન્યાયાધીશ સાહેબની હજુરમા આવ્યા પછી સદરહુ સર્વ પ્રાણીઓએ-બકરા તથા બકરીઓ, જેઓ ફરિયાદણ બકરીના સ્વ જાતિ તથા સગાસ્નેહી થાય તેઓએ પણ-કુતરીનાજ લાભમા તથા બકરીની વિરુદ્ધ જુબાની આપી. અધુરામા પૂરૂ બે જગલી શિયાળ જેમને આ કામમા કઈજ લાગે વળગે નહિ તથા જેમને કોઇએ સાક્ષી દાખલ બોલાવેલા પણ નહિ તેઓ ત્યા આવી ચઢયા, અને રાજીખુશીથી પેલી કૂતરી તરફથી એવી જુબાની તેઓએ આપી કે, " અમે વારવાર રાત્રી વેળા લોકોના મરઘા વગેરે મારી ખાવાના ઉદ્યોગ માટે ગામમા જતા આવતા હોવાથી બને પક્ષકારોને પિછાનીયે છીયે અને તે પિછાનના આધારે કહીએ છીયે કે કુતરી બહુ ભલુ ને બળવાન પ્રાણી છે. તેણીએ બકરીના સકટવેળા તેણીને મદદ કરી હતી; અમારા સદરહુ કાર્યમા પણ તેણીએ અમોને સહાયતા આપીને અમારાપર મોટા ઉપકારો કરેલા છે, તે ઉપરથી અમે માનીએ છિયે કે તેણીનો દાવો ખરો છે અને આ બચ્ચાઓ તેણીનાજ છે " નામદાર ન્યાયાધીશ મિ૦ જસ્ટિસ વાદશાજીએ સદરહુ સઘળા સાક્ષીઓની જુબાની સાભળ્યા પછીથી બકરીને પોતાના સાક્ષી રજુ કરવા ફરમાવ્યુ બકરી રડી કપાળ કૂટીને બોલી, " નામદાર ન્યાયાધીશ! સરકાર માબાપ! ખરૂ પૂછો તો પ્રતિવાદણ કૂતરીબાઈના આ જેટલા સાક્ષીઓ છે તે બધા મારાજ છે, પરતુ મારી મુફલેસીનો લાભ લઇને તથા કૂતરીના બળથી ડરી જઇને તેઓ ફરી ગયા છે અને હડહડતી જૂઠી જુબાની આપી તમને ઠગવાનુ તથા ન્યાયને ઉધો મારવાનુ મહાપાતકી કર્મ એઓએ કર્યુ છે મારા તરફથી કોઈ સાક્ષી આપવાની હામ ભીડતા નથી અને હું તેમની દરકાર પણ કરતી નથી.

પ્રતિવાદણના સર્વ સાક્ષી પૂરાવાને તડાકે ઉરાડી મેલે અને કોઇથી કદિ નહિ તૂટે એવા બે પૂરાવા મારી પાસે છે એક એ કે આ તકરારી બચ્ચાના રૂપરંગ તથા સ્વભાવ સર્વ મનેજ મળતા છે, કૂતરીનો તો એક અંશ પણ તેમનામા જણાતો નથી બીજુ એ કે બચ્ચાઓ તમો જુઓ છો તેમ કયારના મને આવી મળવાનાજ વલખા મારે છે અને કુતરીભણી તો ઝાખીને જોતાએ નથી. એના કરતા સરસ તથા વધુ સાક્ષી શી જોઇએ સાહેબ ? " બકરીના આ પૂરાવા એટલા તો મજબૂત હતા કે તેના આધારે ન્યાયાધીશ તેણીના લાભમાજ ચુકાદો આપશે એમ માનીને સાક્ષી પ્રાણીઓ ધ્રજવા લાગ્યા, તથાપિ તેઓ સર્વની અજાયબી વચ્ચે ન્યાયાધીશ સાહેબ વાદરાજીએ એવો ચુકાદો આપ્યો કે—

"ફરિયાદણ બકરી બાઇનો દાવો બનાવટી અને રદ બાતલ છે,કારણ તેણી એક પણ નજરે જોનાર સાક્ષી રજુ કરી શકી નથી. પ્રતિવાદણ કૂતરીબાઇનો દાવો વાજબી છે કારણ તેણી કુડીબંધ સાક્ષીઓ રજુ કરી શકી છે તેણી જાતે જબરી, વગવાળી, યુક્તિવાળી છે અને તેવી એક બાઇ કદિ પણ જુઠુ બોલે કિંવા ખોટો દાવો કરે નહિ વળી જે સાક્ષીઓ તેણી તરફથી હાજર થયા છે તેઓ પણ પ્રમાણિક તથા આબરૂદારજ હોવા જોઇયે બકરીએ આપેલા બે પૂરાવા દેખીતા ઘણા મજબૂત લાગે છે, પણ તે હુ એવી યુક્તિથી રદ કરૂ છુ કે બન્ને બચ્ચાઓને શિખવી ફૂલવીને તેણીએ તેમની હક્કદાર માતુશ્રી સામે બળવાખોર કરી મૂકયા છે, તથા એ બચ્ચાઓના રૂપરંગ બકરીના જેવા લાગે છે તેનું કારણ એ કે બકરીએ જાદુ તથા નજરબંદી કરીને આપણ સર્વની આખો ફેરવી નાખ્યાથી એવુ ખોટુ આપણને દેખાય છે, અર્થાત બકરી ખોટો દાવો કરનાર, ડોળઘાલુ, લુચ્ચી. તર્કટી, ડાકેણી ઇત્યાદિ ઇત્યાદિ છે, અને એ સર્વે સબળ કારણો તથા અર્થશાસ્ત્રની તકરારોથી હુ છેવટનો ફડચો આપુ છુ કે, બન્ને તકરારી બચ્ચા નિ-

દોષ કૂતરીબાઇને હવાલે કરવા લુચ્ચી બકરીને તેણીની આ અપ્રમાણિક વર્તણુક તથા ખોટી જુબાની અને ખોટા સોગદ વગેરેના ભયકર અપરાધો માટે એકદમ અહી રેહસી નાખવી, અને તેણીનુ માસ તથા લોહી આપણ સર્વેએ આપણી મહેનતના બદલામા ઉજાણી કરીને વહેંચી ખાવા અલબત, તેનો મોટો હિસ્સો આ નિર્દોષ કૂતરીનેજ મળશે તથાસ્તુ !"

૨૬ બિચારી બકરી ! પોતાનો દાવો ખરો તથા મજબૂત છતા પોતાના બચ્ચા તો ખોઇ બેઠીજ, પણ તે જોડે પોતાનો પ્રાણ પણ ગયો.

**બોધ**–દુનિયા કાવાદાવાથી ભરેલી છે તેમા અનર્થો તથા અન્યાયો તરેહવાર જાતના અને તરેહવાર રીતે થાય છે હક્કદારોના હક્ક લૂટાય છે અને જેમનો હક્ક નહિ તેઓ જીતે છે ન્યાય મેળવવાના જૂદા જૂદા રસ્તાઓ હોય છે, પરતુ હમેશા ખરોજ ન્યાય મળે, હક્કદારોજ જીતે અને તરાપ મારનારાઓ હારે કે સજા પામે, એ નકકી હોતુ નથી ન્યાયાધીશો, જ્યુરરો, ટીકાકારો, કે મત આપનારાઓ જો મૂર્ખ, અપ્રમાણિક કે ખુશામતિયા હોય છે, અને હકદાર આસામી જો ગરીબ હોય છે તો ન્યાય ઉધો વળે છે અને હક્કદાર હક્ક ખોઇ બેસે છે જેનો હક્ક નહિ તે પોતાના પૈસા, લાગવગ, હથિયાર કે તેવા બીજા સાધનોના બળથી ફાવી જઇને પારકી મતાનો લહાવો લે છે, એટલા માટે ૨૬ સ્થિતિમા મનુષ્યોને ઘટે છે કે શક્તિવાળાઓ સાથે વાધામા ઉતરવુ નહિ વાધો પડે તો તે માટે લડત કરવા નીકળવુ નહિ અને બનતાલગી સર્વ નિવેડો ઘરમેળે સમજુતીથી લાવવો જો તેમ નહિ બની શકે તો "ભુડાના નામ ઉપર ધૂળનો ખોબો" એ નિયમે પરમેશ્વરનો ન્યાય અતે પ્રબળ થશેજ એવો દૃઢ નિશ્ચય દિલમા રાખીને પોતાનો હક્ક તુરત વેળા જતો મેલી નુકસાન ખમીને પણ ચુપ બેસવુ.

## કથા ૫૬ મી—પોપટને પીંજરે બેઠેલો કાગડો.

એક માણુસ પોતાના પીંજરામાના પોપટપર વહાલ દેખાડી તેને સારા સારા ભોજન જમાડતો તથા લાડ લડાવતો હતો તે જોઇ એક કાગડાએ વિચાર્યું કે, કેવો ભાગ્યશાળી આ પોપટ ! માણુસ જેવુ સર્વોપરિ પ્રાણી એના પર વહાલ દેખાડી લાડ લડાવે છે તથા એની સેવાચાકરી કરે છે ! એમ શાથી બનતુ હશે ? એજ કે એ પોપટ તેના પીંજરામા બેસી પોતાને આવડે છે તેથી મધુર વાણી લલકારે છે ભલે ! તો મારે શામાટે તેમ ન કરવુ ? હુ પણ પીંજરામા બેસુ અને મારી મધુર વાણી લલકારૂં કે મારા ઉપર પણ માણુસો એમજ વહાલ દેખાડે" થોડાક દહાડા ગયા કેડે એક દહાડો તે પોપટનુ પીંજરૂ ઉઘાડુ રહેલુ હતુ, તે જોઇ આ કાગડો તેમા ભરાયો પેલો પોપટ જે સહવાસ પડી ગયાથી તેમા હજીસુધી બેસીજ રહેલો હતો તેને તેણે ચાંચો મારી બહાર ઉરાડી મેલ્યો અને પોતાની પધરામણીની વધામણી ઘરધણીને કહેવા માટે " કા કા " કરી મોટે ઘાટે બૂમો પાડવા મડયો ઘરધણી ઘરમાથી બહાર નીકળી આ જોતાજ ક્રોધાયમાન થયો, અને કાગડાને પકડી તેના પગે દોરડી બાંધી તેને એક ઝાડ સાથે લટકાવી મેલ્યો એ મૂર્ખ કાગડો પોપટના જેવુ સુખ પામ્યો તો નહિ જ, પણ પોતાના જાતભાઈઓના ગભરાટ અને મેહેણા વચ્ચે ભૂખમરો અને વેદના ખમી અંતે મરણ પામ્યો.

બોધ–ડાહ્યા અને હુન્નરમંદ માણસો પોતાના ડહાપણ અને હુન્નરવડે માન, સુખ અને લાડ પામે છે આપણે પણ જો તેવો લહાવો લેવો હોય તો તેમના જેવુ ડહાપણ મેળવીને તે માટે તજવીજ કરવી તે મેળવ્યા વિનાજ તેવો લહાવો લેવા જઇએ તો આપણો ફારસ થાય અને સુખને બદલે દુ ખ મળે કહેવત છે કે, " મોટા પાછળ નાનો જાય, મરે નહિ તો માંદો થાય "

## કથા ૫૭ મી—ઝુલ્ફાં અને આંખો

એક સુંદરી પોતાના માથાના ઝુલફાની શોભા ઘણી વધારતી અને તેમને કાન તથા આખની વચ્ચે ગાલ સુધી ઝુલતા રાખતી ઝુલતા તેથી અભિમાની બની આમથી તેમ ઉડતા અને વારવાર આખો ઉપર આવી પડી તેની જોવાની ક્રિયામા અડચણ કરતા તેથી કંટાળી આખે તેમને કહ્યુ, "કૃપા કરી તમો અમારા ઉપર આવી પડી અમને હરકત ના કરો, ને લાડ કરવા હોય તો તે તમારે માર્ગે રહીને કરો" ઝુલ્ફા એનો અનાદર કરી બોલ્યા, "અમારાથી તેમ બનશે નહિ, અમારૂ કામ શોભા દેખાડવાનુ અને લાડ કરવાનુંજ છે, તે કશાપણ અટકાવ વગર અમે કરીશુ તમને તેથી અડચણ થતી હોય તેની અમને થોડીજ દરકાર છે" આખે કહ્યુ, "તમારૂ અભિમાન નકામુ છે શોભા ને લાડ કરતા ઉપયોગીપણુ વધારે અગત્યનુ છે આ સુદરીને સૃષ્ટિની વસ્તુઓ જોવા તથા પોતાનો વ્યવહાર ચલાવવા માટે અમો ઉપયોગી છીએ અને અમારી તેને મોટી જરૂર છે તમો નહિ હશો તો તેણીને ચાલશે, પણ અમારા વગર ચાલશે નહિ અમારા રક્ષણ માટે તમોને કાપી નાખવાની પણ જરૂર પડે તો તેમ પણ તેણી કરશે

બોધ—શોભાની વસ્તુ કરતા ઉપયોગની વસ્તુ વધારે કિંમતી અને જીવતર માટે અવશ્યની છે આપણામા માત્ર ભપકો સપકો હોય, પણ ઉપયોગપણુ ન હોય તો તેપર અભિમાન કરવામા ડહાપણુ નથી. તે અભિમાન સમજુઓમા વજન પામશે નહિ એક માણસમા ઉપયોગીપણુ હોય અને ભપકો સપકો નહિ હોય તોપણ લોકોમા તે વખણાશે. માટે ભપકાદાર માણસે ઉપયોગી માણસપર સરસાઇ ભોગવવાનો દાવો કરવો ફોકટ છે.



## કથા ૫૮ મી—વરૂ તથા બકરી વચ્ચે વાંધો અને રાની બિલાડાનો ઇન્સાફ

એક બકરી અને વરૂની માદા વચ્ચે અચાનક મૈત્રિ થઈ તેઓ વચ્ચે પરસ્પર ભેટ સોગાદ ચાલે, તેમા બાપડી બકરીને બહુ ખોવાનુ થાય. વરૂ એક પાઈના જેટલી ભેટ બકરીને કરીને રૂપીઆના જેટલો લાભ તેનાપર લે બકરી નિરુપાયે તે લઇ ચલાવ્યા કરે એક પ્રસગે વરૂએ બકરીને પોતે મારી ખાધેલા એક પ્રાણીના સૂકા હાડપિજરની ભેટ કરી અને તેના બદલામા આખુ તેણીનુ બચ્ચુજ મારી ખાધું ! આ અન્યાય બાપડી બકરીથી સહન થઇ શક્યો નહિ તેણીએ વરૂની મિત્રાચારીપર પૂળો મૂકી તેનાપર ખૂનનુ તોહમત મુકી ફરિયાદી માડવાનો નિશ્ચય કર્યો વરૂને તેથી ગભરાટ ઉત્પન્ન થયો અને આ તોહમતમાથી છટકી જવાને તેણે ઉપાય શોધવા માડયા એક રાની બિલાડો, જે વરૂ તથા બકરીને બને સાથે મિત્રાચારી ધરાવતો હતો, તે તેની વિનતિથી વચ્ચે પડયો અને બકરીને તેણે એવું સમજાવ્યુ કે " તમારૂ બચ્ચુ માર્યુ ગયુ તેથી ખચીત તમને દુખ તો થતુ હશેજ પરતુ પોતાના મિત્ર સામે એકદમ ધારાનો સખત ઉપાય લેવો એ સારા પ્રાણીનુ કિવા મિત્રાચારીનુ લક્ષણ નથી, માટે મારી મિત્રાચારીભરેલી સલાહ તમને એટલીજ છે કે આ વાધાનો નિવેડો તમે લવાદીથી લાવો જો તમને અડચણ ન હોય તો હુ પોતેજ લવાદ થઇશ અને પરમેશ્વરને સન્મુખ માની તમારો ન્યાય વાજબી રીતે કરીશ." ભોળી અને દુખી બિચારી બકરી ! આ સમજાવટથી રાજી થઇ અને વાધો લવાદીપર ગયો રાની બિલાડાએ બને તરફના સાક્ષી પૂરાવા લઈ છેવટે એવો ફડચો કર્યો કે " વાધાનુ મૂળ ભેટ સોગાદ છે બને તરફની ભેટ સોગાદનુ તોલ કરતા વરૂની ભેટ બકરીને ત્રણગણી થઇ છે તેના બદલામા વરૂએ બકરીનુ બચ્ચુ મારી ખાધું તે

ઘણુ નહિ કહેવાય. બચ્ચુ ખાતા પણ હજુ તેનુ લેણુ બકરીપર ચાલુ રહે છે વળી વરૂએ બકરીની ભુંડાઇનો બદલો ભલાઇમા વાળ્યો છે તેથી હું ઠરાવું છુ કે, વરૂએ આ ગુનેહગાર ઠરેલી બકરીને સુખે મારી ખાવી !" એ ચૂકાદા પ્રમાણે તરતજ વરૂએ તે ગરીબ નિર્દોષ બકરીને મારી ખાધી, અને રાની બિલાડાએ પક્ષ કરીને પોતાની સેવા બજાવી તે માટે આ બકરીના માસનો થોડોક ભાગ તેને પણ આપ્યો

બોધ–શક્તિવાળા ભુંડા માણસો સાથે ઓછી શક્તિવાળાઓએ કામ પાડવુ નહિ. તેઓ સાથે કામ પડતા શક્તિવાળા માણુસો, ઓછી શક્તિના માણસો ઉપર ખચીત લાભ લેશે, અને તેઓ વચ્ચે તેથી વાધો ઉત્પન્ન થશે એવા વાધાનું છેવટ શકિતવાળાના લાગવગ અને તેઓ તરફથી મળતી લાલચને લીધે ઘણુ કરી તેમનાજ લાભમા આવશે, માટે એવા વાધાનો ફડચો કરવાનુ કામ બનતા સુધી પર-ભાર્યા અને સ્વતત્ર પુરુષોને સોપવું, જેથી વાજબી ફડચો થવાનો થોડો પણ સભવ રહે છે મિત્ર જેવાઓને તે કામ સોપવુ નહિ, કેમકે તેઓ વાંધાનુ સ્વરૂપ જોઇને નહિ, પણ પક્ષકારોના મોઢા તથા સ્થિતિ જોઇને પોતાનો અભિપ્રાય આપે છે અને તેથી મોટા પક્ષકાર પોતાના ખોટા દાવામા પણ ફાવી જઇ બાપડા ગરીબ પક્ષકારનું સત્યાનાશ વાળે છે

---

## કથા ૫૯ મી—કરજ કરી મોજ ભોગવનારી વાઘણ.

એક વાઘણ ઘણી ઉડાઉ અને મોજી હતી પોતે જે શિકાર કરે તે ઉડાઉપણે ખાઇ જાય. તેમાથી કાંઈ બચાવે તો નહિજ, પણ સામુ બીજા ખુશામદખોર પ્રાણીઓને બધુ ખવાડી દે એટલુજ કરી તેણી અટકે નહિ પણ એક વરૂ પાસેથી ઉછીના શિકારો મેળવી ખાતી જાય અને તે કરજના પેટામા પોતાના બચ્ચા તેને ત્યા સીરો મેલતી રહે. એમ કરતા તેણી ઘરડી ને રોગિષ્ટ થઇ અને જાતે શિકાર કરવાને

અશક્ત થઈ પડી. પેલા વરૂનુ લેણું તેણે હજીસુધી બીલકુલ ભર્યું નહોતું, તેથી તે દેવું પણ વ્યાજ અને ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે વધી ગયુ હતુ વરૂએ છેવટે ધીરજ ખોઈ ચાપતી ઉઘરાણી કરી વાઘણ તેને એટલોજ જવાબ દઇ શકી કે મારા બચ્ચા જે તમારી પાસે છે તે મોટા થઇ મારૂ કરજ ભરપાઈ કરશે, પણ વરૂએ તે માન્યુ નહિ સામી તેણે બીક દેખાડી કે એ બચ્ચા તો મોટા થઇ મનેજ ખાવા માગશે એમ જણાવી તરતજ તેણે તે બચ્ચાઓને પોતાના લેહેણા પેટે મારી ખાધા વાઘણના દુ ખનો તેથી પાર રહ્યો નહિ જે પ્રાણીઓને તેણે આગળ મોજ કરાવી હતી તેઓએ કશો આશરો આપ્યો નહિ અને તે બાપડી ભયભરેલી દરિદ્રતા વચ્ચે મરણ પામી

**બોધ**—કરજ એ મોટો અનર્થ છે બનતાલગી તે કરવુ નહિ અને ભોગજોગે જો કરવુ પડે તો તેને ફેડવાની તજવીજ સર્વથી પહેલી કરવી આપણી આવકના વખતમા કરકસરથી ખર્ચ કરી કાંઈ પણ બચાવવુ જોઇએ જેથી આપણા નબળા વખતમા કામ લાગે જેઓ તેમ કરતા નથી તેઓ કરજમા ફસી પડે છે, અને એકવાર થોડુ પણ કરજ થયુ કે તેને વધી જતા વાર લાગતી નથી કરજ ઉકરડા સમાન છે,જ્યા કચરાનો એક ટોપલો આવી પડયો ત્યા બીજા પણ આવી પડવાનાજ કચરો આવી પડતાજ જો ઝટ તેને ઉઠાવી જગા સાફ કરી નાખી તો ફરી ત્યા કચરો પડશે નહિ અને ઊકરડો નીકળી જશે. વળી કહ્યુ છે કે કરજ, રોગ, અગ્નિ, અને સર્પ એ નાના હોય તોપણ મોટુ નુકસાન કરે છે, માટે તુરતજ તેને ટાળવાનો ઉપાય કરવો

---

## કથા ૬૦ મી—તાડ અને પીપળો

એક વગડામા તાડ અને પીપળો સાથેજ ઉગેલા હતા એવી રીતે કે તાડ જાણે પીપળાના થડની અ દરથી ઉગી નીકળ્યો હોય અને પીપળો જાણે તેને ભેટી પડીને ઉભો હોય. એક વટેમાર્ગુએ આ ખેલ

જોઇ તાડને કહ્યુ, "ઉંચા તાડ! તું આ નીચા પીપળાની સાથે ઉગ્યો છે તેમા તારી શોભા ને સગવડ બન્ને ઓછા થતા મને લાગે છે. એ કરતા તુ પોતાના જાતિલા તાડો સાથેજ ઉગ્યો હોત તો કેવું સારૂ!" તાડે ઉત્તર વાળ્યો, "ભાઇ! આ પીપળા સાથે મને એવો સહવાસ પડી ગયો છે કે તુ ધારે છે તેવી અગવડ મને મુદ્દલ લાગતી નથી સામું સુખ ને સગવડ લાગે છે મારા જાતભાઇ તાડો મારાથી બહુ છેટા છે અને આ પરજાતિ પીપળો મારી પાસે છે, માટે મારા મનથી એજ મારા જાતભાઇ સમાન છે"

બોધ–સગા–વહાલા આપણાથી દૂર હોય અને આપણને કામે ન લાગે, તો તેઓ પારકા સમાન છે, પણ જે પારકા આપણી સાથેના સાથે રહે અને સુખે દુઃખે આપણને કામે લાગે તેઓ આપણા સગા-વહાલા બરાબર થઇ પડે છે હેતવગરના સગા–વહાલા કરતા હેત ધરાવનાર પરાયા ભલા .

---

## કથા ૬૧ મી—વખતબાવા અને મનુષ્ય

એક મોજી માણસ ભાણામા સારા સારા પકવાન્નો પીરસી જમવાની તૈયારીમા હતો તેને વિચાર આવ્યો કે આવુ સરસ ભોજન પા અથવા અર્ધા કલાકમા જમ્યા પછી તેની મોજ એકદમ અલોપ થઇ જાય તે કરતા વધુ વખત તે ચાલુ રહે તો કેવુ સારૂ! આ કારણુસર વખતને રોકી રાખવાની તેણે જરૂર વિચારી, પણ વખત અટકાવેલો અટકતો નથી, એમ તે જાણતો હતો, તેથી તેને અટકાવવા માટે એક યુક્તિ રચી વખતને તેણે કહ્યુ, "વખતબાવા! મારી ઇચ્છા થઇ છે અને હુ તમને માનપૂર્વક નોતરૂ આપુ છુ કે હમણા તમે મારી સાથે જમવા બિરાજો. ખાણુ બહુ સ્વાદિષ્ટ છે. મારી ખાત્રી છે કે એ ભોજન જમવાથી તમને બહુ આનંદ થશે." વખતે કહ્યું, "તમારી કૃપા માટે ઉપકાર માનું છુ સાહેબ, પણ મારાથી એ બનશે

નહિ મારે મારૂ કામ નિયમિત રીતે બજાવવુ જોઇએ ” એમ કહીને વખતબાવા સડસડાટ આગળ નીકળી ચાલ્યા, અને તેને રોકવા ઇચ્છતા માણસને ભોજન જમવા વગરજ કામે વળગવું પડ્યું, કેમકે ભોજન જમવાનો નીમેલો વખત પૂરો થઇ કામ કરવાનો વખત શરૂ થયો હતો

**બોધ**–વખતની ગતિ અચુક છે તે નિરતર એકસરખી રીતે વહ્યો જાય છે કોઇનો અટકાવેલો તે અટકતો નથી, કોઇનો લલચાવેલો તે લલચાતો નથી, અને કોઇનો ગભરાવેલો ગભરાતો નથી માણસોએ જો તેનો લાભ લેવો હોય તો તેને આવતોજ પકડી પોતાના કામો નિયમિત વખતે કરી લેવા વખત ચૂકયા કે કામ થવુ કઠણુ વખત ચૂકયા તો જાણે ભવ ચૂકયા **ગયેલા પૈસા પાછા આવે છે, પણ ગયો વખત કદિ પાછો મળતો નથી.**

## કથા ૬૨ મી—ગાય, ભેંસ અને વરસાદ

ચોમાસાની ઋતુમા આષાઢ માસની અધવચે ગાય અને ભેસ ઘાસના એક વાડામા ચારો ચરતા હતા તેવામા એકદમ વરસાદ તૂટી પડ્યો ગાય તેથી ત્રાસ પામી ધ્રૂજતી અને કાપતી ભેસને કહેવા લાગી, “ બેન ! વહેલી થા આપણે અહીથી નાસી જઇ કોઇ ઠેકાણે ભરાઇ બેસીએ આ મેહુલાની વૃષ્ટિનુ દુ ખ મારાથી સહન થઇ શકતું નથી પરમેશ્વરે એવો દુ ખદાયક મેહુલો શા સારૂ સરજ્યો હશે ? ’ ભેસે કહ્યુ, “ બેન ! મેહુલાથી તને દુ ખ થતુ હોય તો સુખે તુ નાસી જા મને તો આ વૃષ્ટિમા ભીજાવાથી ને એના કાદવમા લપટાવાથી ઠડક વળી આનદ થાય છે, હુ તો અહીજ ભીજાતી ઉભી રહીશ અને ચાહીશ કે એવો સુખદાયક વરસાદ સર્વદા વરસતો રહે.

**બોધ**–કુદરતના કામો સામાન્ય રીતે માણસો તથા પ્રાણીઓના લાભને માટે હોય છે, પરતુ તે સર્વ કોઇને એકસરખી રીતેજ માફક

આવે એમ નથી. ઘણાને તેથી સુખ થાય છે તો થોડાને દુઃખ. એક તે માટે રાજી થાય છે તો બીજુ નારાજ, પણ તેથી એમ નથી ઠરતુ કે તે કામો ન થવા જોઇએ કુદરતનુ એક કામ આપણને માફક ન આવતુ હોય પણ બીજા ઘણાને જો તેથી લાભ થતો હોય તો તેને માટે સંતોષ માનવો ઉચિત છે

## કથા ૬૩ મી—ફૂલના દડામાંનાં પરચુરણ ફૂલો અને ગુલાબ

એક શોખીલી માળણે ફુલોનો એક મોટો ને સુંદર દડો બનાવ્યો તેમા મોગરા, ચંબેલી, જાઇ, જુઇ, ગુલછડી, સેવતી આદિ નાના પ્રકારના ફૂલોને આસપાસ ગોઠવી વચ્ચે ગુલાબનુ ફૂલ ગુથ્યુ હતુ તે ગુલાબમા આથી અહંકાર ઉત્પન્ન થયો અને પોતાની સાથના ફૂલોને અપમાન કરી બોલ્યુ, “ તમો સર્વ ફૂલો શા ખપના ? સંખ્યામા તમો સેંકડો છો, પરંતુ મારા એકલાની બરાબરી કરી શકતા નથી માલણે મારી વાજબી પિછાન કરી મને તમારે માથે મેલ્યુ છે ” સર્વ ફૂલોને આથી બહુ દુઃખ લાગ્યુ અને તેઓ રીસે ભરાઇ દડાથી છૂટા પડી ગયા ગુલાબ તેથી એકલ ડોકલ રહી ગયુ અને પ્રથમના જેટલુ વજન તેને કોઈએ આપ્યુ નહિ, એટલુજ નહિ પણ તે દડો બગડી ગયેલો ગણી તેના સોટાને ગુલાબ સાથેજ કચરામા ફેંકી દીધો.

બોધ—રાજાએ પ્રજાને, શેઠે નોકરને અને શ્રીમંતે ગરીબોને હલકા કે નકામા ગણી તેમનો અનાદર ન કરવો જોઈયે. રાજા, શેઠ અને શ્રીમંત ઈત્યાદિ મોટા ગણાય છે ખરા, પણ તેમની મોટાઈ પ્રજા, નોકરો અને ગરીબોવડે છે પરસ્પર બંનેને એકબીજાનુ કામ પડે છે માટે પરસ્પર ઘટતુ માન આપી ચાલવું જે રાજા અથવા શેઠ એ નિયમ પ્રમાણે વર્તે છે, તે પોતાની પ્રજા, નોકરો અને ગરીબોથી માન, પ્રીતિ અને ખરી સેવા મેળવે છે, પણ જેઓ મનમા અહંકાર આણી, પ્રજા, નોકરો અને ગરીબોને હીણે છે, તેઓ માન, પ્રીતિ અને સેવા

સર્વ ખોઈ અંતે અળખામણાં અને કંગાલ બને છે. વખતે તેમનો નાશ પણ થાય છે

## કથા ૬૪ મી—બ્રાહ્મણ અને શ્રીમહાદેવજી

એક બ્રાહ્મણે પોતાના દિલની મોટી આશા પૂર્ણ કરવાની ઇચ્છાથી શ્રીમહાદેવજીની માનતા રાખી એવો નિશ્ચય કર્યો કે, જ્યાસુધી મારા દિલની આશા પૂર્ણ ન થાય ત્યાસુધી દરરોજ અમુક વખતે શ્રીમહાદેવની મૂર્તિ પાસે જઈ એકચિત્તે તેમની પ્રાર્થના કરવી ઘરસંસારની સર્વ સગવડો અને સુખોનો ભોગ આપી તેણે એ પ્રમાણે કરવા માડયુ, અને એક, બે, ત્રણથી આગળ વધી આખા ૨૯ દહાડા પસાર થયા. તેમ છતા શ્રીમહાદેવજી પ્રસન્ન થયા હોય એવા ચિન્હ તે બ્રાહ્મણને દેખાયા નહિ અંતે ધીરજ અને નિશ્ચય છોડી દઈ કપાળ કૂટી મૂર્તિનીજ સમક્ષ તે બોલ્યો, “ મારૂ હતભાગ્ય ! આટલા બધા દહાડા સુધી કામ ધધાનો તથા સુખસગવડનો ભોગ આપી, કષ્ટ વેઠી મે શ્રીમહાદેવજીની યાચના કરી, પણ તેઓ મારાપર પ્રસન્ન થયા નહિ, એ દુ ખ મારાથી કેમ સહન થાય ? ભાવિક ભકતો કહી ગયા છે કે એક નિશ્ચયથી કીધેલુ કામ અંતે સફળ થાય છે, પણ મને તે ખોટુ લાગે છે હું તો હવે ધારૂ છુ કે મહાદેવજી જેવુ કાઈ છેજ નહિ, અને જો હોય તો તેમને પુણ્યવાન અને પાપી મનુષ્યોની પરીક્ષા કરતા આવડતુ નથી ” આમ બોલી જેવો તે ગુસ્સાભેર ઉઠવા જાય છે કે મહાદેવજી પડે સાક્ષાત ત્યા પ્રકટી નીકળ્યા, અને બોલ્યા, “ હીનભાગ્ય પુરુષ ! તે ધારેલા કાર્યની સિદ્ધિ ન થઇ તે માટે તુ મને દોષ દે છે તે તારી ભૂલ છે દોષને પાત્ર તો તુ પોતેજ છે તારી સાચા દિલની ભક્તિથી રીઝી હું તો ખરેજ તારાપર પ્રસન્ન થયો હતો, અને તારા દિલની આશા પૂર્ણ કરવાની તૈયારીમા હતો માત્ર એકજ દિવસની ઢીલ હતી, પણ તેટલામાજ તે ધીરજ ખોઇ તારી ભક્તિનો

નિશ્ચય તોડયો તેથી તારી આશાનો ભગ થયો છે ભકિતમાન્ માણુ-સના કરતા ધૈર્યવાન્ માણુસ જય પામવાને વધારે લાયક છે, અને તેનાપર હુ વધારે પ્રસન્ન થાઉ છુ; પરતુ તારામા ધીરજ નહિ મળે અને તેટલા માટે મારી પ્રસન્નતા તને મળી શકનાર નથી " મહાદે-વજી એમ કહી અલોપ થઈ ગયા, અને બાપડો બ્રાહ્મણ હાથ ચોળતો ઘેર બેઠો

બોધ–કોઈ પણ કામ હાથ ધર્યું કે તે પૂરૂ થાય ત્યાસુધી ધીર-જ અને ખત રાખી તેની પાછળ મડયા રહેવું મોટા કામો માથે લેતા પ્રથમ તેમા નિષ્ફળતા પણ મળે છે, પણ તેથી નિરાશ થઇ ધીરજ ખોવી નહિ, તથા તે કામને અધુરૂં મેલવુ નહિ મુશ્કેલીઓના ઉપાય કરતા જઇ તે કામને આગળ ચલાવ્યાજ કરવું તેમ કરવાથી વહેલે નહિ તો મોડે, ઘણુ નહિ તો થોડુ પણ કામ પાર પડયા વગર રહેશે નહિ એવા નિશ્ચય અને ધીરજ વગર જેઓ કામ માથે લે છે તેઓને તેના પાછળ લીધેલી મહેનત તથા ખરચેલો પૈસો ફોકટ જાય છે

---

## કથા ૬૫ મી–ચશ્માવાળો ઘુવડ

આ સુધરેલા ગણાતા વખતમા ઘણા ઘણા માણુસો ચશ્મા પહેરી ફરે છે તે જોઈ એક ઘુવડને એવો વિચાર સુઝયો કે હુ પણ ચશ્મો પહેરૂં કે તે વડે ધોળે દિવસે બીજા પક્ષીઓની માફક હુ ફરી શકીશ ! વળી તેથી મારી ખુબસુરતી વધશે અને સુધારાવાળા તરીકે મારી નામના થશે ! તેણે તેમ કર્યું, પણ તેથી દિવસના વખતે તે આખની રોશની મેળવી શકયું નહિ, અને સામુ સર્વ પ્રાણીઓની હાસીમા આવી પડયુ તેઓ તેની મશ્કરી કરીનેજ અટકયા નહિ, પણ તેને માર મારી હડધૂત કરવા લાગ્યા. ગરીબ બાપડુ મૂર્ખ ઘુવડ ! નિરાશ થઇ પોતાના જાતભાઇઓમા પાછુ ગયુ, પણ ત્યા તો ઉલટી તેની હાડમારી વધી ગઈ સઘળા ઘુવડો તેનો ચશ્મા સાથેનો વિચિત્ર દેખાવ

જોઈ ગભરાટમા પડયા, અને તેને અધમ થયલુ સમજી તેનાથી આઘા રહેવા લાગ્યા

**બોધ**–પારકાઓની નકલ કરવી સહેલ, પણ તે નકલ પોતાનાઓ વચ્ચે નભવી મુશ્કેલ છે જ્યાસુધી પોતાની સ્થિતિને તથા પોતાના જાતભાઈઓને માફક આવે નહિ ત્યાસુધી પારકાની રીતભાતની નકલ કરવી નહિ એવી સભાળ રાખ્યા વગર જો નકલ કરીએ તો પોતાના તેમજ પારકા બનેમા અળખામણા થઈ પડીએ, અને આપણી સ્થિતિ "ધોબીનો બળદ નહિ ઘરનો કે નહિ ઘાટનો" એવી થાય

## કથા ૬૬ મી—કૉલેરા અને ડૉકટર

એક માણસને પ્રાણઘાતક કૉલેરા થયો તેને સાજો કરવાને ડૉકટરે ચાપતા ઉપાય ચાલુ કર્યા તે ઉપરથી ક્રોધાયમાન થઇ કૉલેરાએ ડૉકટરને ધમકી આપી કે " ડૉકટર સાહેબ ! તમે શુ બે માથા રાખો છો ? તમે શુ મને પીછાનતા નથી, કે સેકડો માણસોને એક તડાકે મારી નાખવાનુ બળ હુ ધરાવુ છુ, અને આ વેળા મારૂ કામ હુ વધારે ઘાતકીપણે બજાવુ છુ ! શા માટે તમે મારા કામની વચ્ચે આવ્યા છો ? તત્કાળ તમે અહીથી નાસી જાઓ, નહિ તો મારા આ શિકારને છોડી હુ તમને પોતાનેજ પટકી નાખીશ " ડૉકટરે તિરસ્કારથી જવાબ દીધો, " દુષ્ટ રાક્ષસ ! તારી ધમકીથી હુ બીનારે નથી મારે મારી ફરજ બજાવવીજ જોઇએ મારૂ કામ તમારા જેવા દુષ્ટ રોગોથી માણસોને બચાવવાનુ છે, અને તે માટેજ હુ ડૉકટર કહેવાઉં છુ તારી ધમકીથી હુ હઠી જાઉ તો પછી ડૉકટર શાનો ? " આમ કહી તે હિમતવાન ડૉકટરે પોતાના ઉપાય ચાલુ રાખ્યા, અને કૉલેરાના દરદીને સાજો કરી તેણે જશ મેળવ્યો

**બોધ**–સારા કામો કરવાની આપણી ફરજ બજાવતા નઠારા માણસોથી બહુ સતામણી ખમવી પડે છે, તેઓ તરેહવાર ધમકી

આપી તથા હરકતો નાખી આપણને અટકાવવા માગે છે, પણ તેથી ડરી જઈ આપણી ફરજ બજાવવાથી પછાત પડવું નહિ હિંમત અને દૃઢતાથી ફરજ બજાવવી જેઓ તેમ કરે છે તેમને પરમેશ્વર સહાય થાય છે, અને છેવટે તેઓ જય અને જશ પામે છે

## કથા ૬૭ મી—અગરબત્તિ અને રોશની

એક માણસે એક રાત્રે પોતાના ઘરમા અગરબત્તિ સળગાવીને મેલી. તેની સુગધીથી તે બહુ મગ્ન થયો, પણ તેને દીવાના જેવી રોશની ન હતી અને ઓરડામા તે અજવાળુ પાડતી ન હતી, તેથી દિલગીર થઈ બોલ્યો, " સુગધી અગરબત્તિ ! તારા અમૂલ્ય સુગધ સાથ તારામા જો દીપક સમાન રોશની પણ હોત તો કેવુ સારૂ ? હુ જ્યારે તારી સુગધથી આનદ પામુ છુ ત્યારે તને રોશનીરહિત જોઇ નિરાશ થાઉ છુ હુ ઇચ્છુ છુ કે સુગધી જોડે તુ રોશની પણ આપતી થાય " અગરબત્તિએ ઉત્તર વાળ્યો, "ભાઈ ! સુગધીના મારા એકજ ગુણથી તુ સતોષ પામ હુ જો રોશની આપતી થાઉ તો સુગધી આપવાનો મારો ગુણ જતો રહેશે. મારા કામ અને બનાવટ, સુગધ આપવાના છે, રોશની આપવાના નથી "

બોધ—જેમનાથી આપણે એક લાભ મેળવતા હોઇએ, તેમનાથી બીજો લાભ પણ મળવોજ જોઈએ, એમ સમજવું નહિ બીજો લાભ મેળવવાની લાલચ કરવાથી પહેલો લાભ જતો રહેવાનો સભવ છે. માટે થોડા લાભપર સતોષ માની ઘણા લાભનો લોભ રાખવો નહિ. " લોભ પાપનું મૂળ " એ કહેવત પ્રસિદ્ધ છે

## કથા ૬૮ મી—વાંદરો અને બદુક

છાપરે છાપરે કૂદતો એક વાદરો નવરાશે એક શખસના ઘરમાં પેઠો. ત્યા એક બદુક કે જે દારૂ ભરી ટોટી મેલીને નિશાન તાકવા

માટે તૈયાર કરી રાખેલી હતી, તે તેના જોવામા આવી તરતજ એ બ દુક તફડાવી તે બહાર નીકળી પડયો. તે જાણુતો હતો કે માણુસો બ દુક ફોડીને બીજા પ્રાણીઓને ડરાવે છે તથા તેમનો શિકાર કરે છે, તેથી તેણે મનમા એવી આશા બાધી કે આ બ દુકવડે હુ પણ બીજા પ્રાણીઓને, એટલુજ નહિ પણ માણુસોને પણ બૂમ પડાવીશ. એમ વિચારી તેણે તે બ દુકને આમ તેમ ફેરવવા અને ઠોકવા માડી, જેથી તેનો ઘોડો ટોટી સાથ લાગી તે ઝટ ફુટી ગઇ, અને તેના ધડાકાથી તે વાદરો ભયભરેલી રીતે દાઝીને મરણ પામ્યો

બોધ–અજાણી જગાએ જતા, અજાણ્યા માણુસ સાથે કામ પાડતા તથા અજાણી વસ્તુનો ઉપયોગ કરતા બહુ સભાળ રાખવી જે કામની આપણુને આવડત ન હોય અને જે કામમા જોખમ સમાયલુ હોય, તેવા કામમા એકદમ હાથ ઘાલવો નહિ હથીઆરો વાપરી જાણુતા આવડતુ હોય તોજ તેનો ઉપયોગ કરવો, નહિ તો ખાલી પીડા ખમવી પડશે

## કથા ૬૯ મી—જામફળી અને તેનુ પ્રથમ ફળ

એક જુવાન જામફળીના ઝાડ ઉપર પહેલીજ વેળા નવુસવુ ફળ આવ્યું તેનો માલેક તે જોઈ હરખ પામ્યો, અને વાદર કે પોપટ જેવા પ્રાણીઓ તે ફળ ખાઈ ન જાય તે માટે તેનાપર લુગડુ વિટાળ્યુ. પણ જામફળી અનુભવ વિનાની હોવાથી તેને તે ગમ્યું નહિ. તેણે વિચાર્યું કે, “ મને ફળ આવ્યું એ મારી મગરૂરી અને શોભા છે જે કોઈ તેને જોશે તે મારા વખાણુ કરી મારાપર માયા દેખાડશે મારા સુદર કિમતી ફળને ઢાકેલુ શામાટે રાખવુ જોઈએ ? ” એમ વિચારી પેલો માલેક ન જાણે તેમ તેણે તે ફળ ઉપરનું લુગડુ કહાડી તેને ખુલ્લુ કરી નાખ્યું એટલામા ત્યા એક વાદરો આવી ચઢયો અને ફળને જોતાજ,કાચુ ને કાચુ તોડી લઇ નાઠો જામફળીને તે માટે બહુ

પસ્તાવો થયો, અને પોતાની મૂર્ખાઈ માટે તે પોતાને શાપ દેવા લાગી.

બોધ–નાની ઉમરના અણુસમજુ બાળકો ઉપર તેમના વડીલો જાપ્તો રાખે છે તે તેમના લાભ માટેજ હોય છે, પણ ઘણાને તે વાત પસંદ પડતી નથી અને તેને જુલમ ગણીને તેમાથી છુટવાની તજવીજ તેઓ કરે છે, પણ તેથી તેમને મોટુ નુકસાન ખમવું પડે છે માટે વડીલોના જાપ્તાને પોતાના હિતના સમજીને બાળકો તથા જુવાનોએ તેમને આધીન રહેવુ જોઇએ

## કથા ૭૦ મી—કાણો શિયાળ

એક શિયાળ એક ખેડુતની ઝુપડીમા ભરાયો ખેડુતે તેને લાકડી મારી પણ તે તેની પીઠપર ન લાગતા મોઢાપર લાગવાથી તેની એક આખ ફુટી ગઇ અને તે કાણો થયો. તેની એ ખોડ જોઇને વગડામાના સઘળા પ્રાણીઓ તેનાથી છેટા રહેવા લાગ્યા શિયાળે ખેદ પામી તેઓને કહ્યુ કે, " ભાઈ ઓ, હુ કાણો થયો તે કઇ મારો અપરાધ નથી કે તમો મને હલકો ગણીને આઘા રહો છો, પણ એ તો મારૂ એક દુ ખ છે કે જેને માટે તમોએ મારી દયા ખાવી જોઈએ " તેને એવો જવાબ મળ્યો કે, " ભાઈ રીસ ન કરો તો સાચુ કહીએ. તમે એક તો જાતનાજ શિયાળ એટલે પ્રપચી તો ખરાજ, તેમા વળી તમારામા કાણાપણાની ખોડ પેઠી, એટલે તમે અમોને વધારે ધાસ્તીભરેલા લાગો છો. "

બોધ–મૂળથી જે પ્રપચી માણસ હોય તેનામા જો એકાદ નવી ખોડ વધે તો તેનાથી વધારે સાવચેત રહેવુ જોઇએ

## કથા ૭૧ મી–મુગો થયેલો પોપટ

એક માણસે એક પોપટને પકડી પાજરામા પૂર્યો પોપટ લગાર ઘ ઘો હતો તેથી છુટવાને માટે તે મુ ગો અને બહેરો હોય તેવો ઢોંગ

લઈ બેઠો પેલો માણસ તેને ઘણુએ કહે તે સાભળે નહિ અને બોલાવે તો બોલે પણ નહિ તે માણસ વળી તેના કરતા ખધો હતો પોપટની ધારણા તે સમજી ગયો, અને તેને ઠેકાણે લાવવા માટે તેણે એક યુક્તિ કરી પોતાના નોકરને બોલાવી તેણે કહ્યુ, "જરા પેલા મીયાને બોલાવ, એટલે આને વેચી દઇએ આપણે તો આ કશા કામનો નથી ને મીયાને તે મારી ખાવા કામ લાગશે

**બોધ**-ખોટા ઢોગ કરવાથી છેવટે હલકા પડવુ પડે છે, માટે તેવુ કરવુ નહિ

## કથા ૭૨ મી—વાઘને હાથે ફસી મુવેલો બળદ

એક બળદને તેના કુટુબ સાથે વાધો પડયાથી તે રીસાઈ ગામ છોડીને વનમા નીકળી ગયો વનમા તે દુખે પાપે દહાડા પૂરા કરતો હતો, તેવામા એક વરૂ તેની પૂઠે પડયુ વરૂ તેને ફાડી ખાત, પણ તેટલામા એક વાઘ ત્યા આવી ચડયો વાઘે વરૂને મારી નાખી પછી બળદને પણ સપાટામા લીધો બળદે પોતાને મરવાની અણીપર જોઇ, આખોમાથી આસુ પાડી વાઘને વિનતિ કરી, "રે વનના મહારાજા ! આપ આ વનના રાજ્યકર્તા અને વળી મોટા મનના પ્રાણી છો હુ દુખનો મારેલો ને નિરુપાય થએલો એક રક બળદ છુ, અને આ વેળા તમારે શરણે છુ, તો મને જીવતદાન દો ને તમારે શરણે લો આથી બનતી તમારી સેવા બજાવી, તમારી કૃપાનો બદલો વાળીશ" વાઘને તે વેળા દયા આવી ને તેને જીવતદાન દઈ પોતાને ઘેર લાવી રાખ્યો, પણ વાઘની દયા બળદને બહુ ભારે થઇ પડી વાઘ પોતાના સ્વભાવ પ્રમાણે તેનાપર વારવાર ઘાતકીપણુ વાપરે અને તેનાથી ન થાય એવા કામો કરાવે તે તન તોડીને કામ કરે તોપણ તેને લેખામા લે નહિ અને વળી ટોણાટપલાથી તેનુ હૃદય વીધી નાખે, એટલુજ કરીને તે વાઘ ધરાયો નહિ પણ એક રાત્રે શિકાર નહિ મળવાથી તે ભૂખ્યોજ

પાછો ફર્યો, અને ભૂખ તૃપ્ત કરવા માટે બાપડા નિર્દોષ બળદને ફાડી ખાધો

બોધ—આપણે દુ ખમાથી છુટવાને માટે ઘાતકી અને લોભી માણસોને આશરો લઈ તેમના ઉપકારમા જવુ નહિ એવા માણસો એક વાર આશરો આપશે, પણ તેના બદલામા તમારૂ લોહી પીતાએ તેઓ ધરાવાના નથી તેઓ એમજ સમજશે કે અમારાવડેજ તમારૂ જીવતર છે, અને તેટલા માટે તમારૂ જીવતર અમારા લાભ અર્થેજ વાપરવુ જોઈએ એવી ગુલામગીરીની હાલતમા ફસ્યા પછી છૂટાતુ નથી ને જીવતર તેમાજ અટવાઇ જાય છે, અને કદાચિત છૂટવા પામ્યા તોપણ પેલાની અદેખાઇ વધી જઈને બીજી રીતે દુ ખ મળે છે

## કથા ૭૩ મી—કોયલનુ ગાયન અને પરીક્ષક હોલો

એક વેળા બાગના પક્ષીઓને એવી ઈચ્છા થઈ કે બુલબુલના ગાયનની પરીક્ષા લેવી, અને ગાયનમા સરસાઈના તેના દાવાની બાતરી કરવી, પણ એ પરીક્ષા લે કોણ ? પપૈયા, ટૌવા, પોપટ મેના જેવા ગાયનકાર પક્ષીઓને તેવિષે અનુક્રમે વિનતિ કરવામા આવી, પણ તેઓએ તો બુલબુલને સર્વોપરિ ગાયનકાર કહીને તથા તેની પરીક્ષા માટે પોતાને અશક્ત જણાવીને ના પાડી અ તે આ વિદ્વત્તાભરેલું કામ માથે લેવાને એક મૂર્ખ હોલો તૈયાર થયો. શિયાળામા " કુ કુ-કુ કુઊ કુ ઊ" એવો જે સાદ કાઢે છે તેને ગાયન સમજી ઘણાખરા પક્ષીઓએ બુલબુલનો પરીક્ષક થવાનો તેનો હકક કબૂલ રાખ્યો, અને છેવટ મી૦ હોલાજી ગ ભીર મોઢે બુલબુલની પરીક્ષા લેવા બેઠા પરીક્ષા લઇ રહીને તેઓએ એવો મત આપ્યો કે, "બુલબુલ જે ગાય છે તે મારા કાનને મધુર લાગતું નથી, તેની સમજ મારા મગજમા ઉતરી નથી, અને તેનો સાદ પણ મારા હલકને મળતો આવતો નથી માટે ગાયનની સરસાઇનો તેનો દાવો આજથી હુ રદ ઠરાવું છુ. " પેલા

મૂર્ખ પક્ષીઓએ આ ચુકાદો જો કે માન્ય કર્યો, તોપણ બુલબુલ તો પોતાનુ મધુર ગાયન લલકારતુજ રહ્યું અને ગાયનને માટે લોકોમા તે વખણાતુજ રહ્યુ

બોધ–કેટલીકવાર સજોગ એવા ઉલટા બને છે કે, વિદ્વાન અથવા યોગ્યતાવાળા મોટા માણસોને પોતાથી ઓછી યોગ્યતાવાળા માણસોની તપાસ હેઠળ આવવાની ફરજ પડે છે, અને જેમની યોગ્યતા તપાસવાને વિદ્વાનો લજવાય તેમની પરીક્ષા લેવા “ અધુરા ઘડા ” એો બેધડક મડી પડીને તેમની ખોડખાપણ કાઢે છે, અને તે રીતે તેમને ઉતારી પાડી પોતાને તેમનાથી ચઢતા દેખાડે છે, પણ તેમના એ સઘળા ફાફા છતા, બનેની યોગ્યતા વચ્ચેનો ફેર પ્રજાના સમજુ લોકો સમજ્યા વગર રહેતા નથી ખરી યોગ્યતાવાળો માણસજ તેમની નજરમા બેસે છે, અને તેની ખોડ કાઢનારા ડોળઘાલુઓ અતે ઝખવાણા પડે છે

---

## કથા ૭૪ મી–પક્ષીઓની ઉજાણી અને ઘુવડનો વાંધો

પોતાના નવા વરસના તહેવારની ખુશાલીમા પક્ષીઓએ ભેગા થઇ મોટા પાયાપર ઉજાણી કરી આ સર્વ ધામધૂમ દિવસના વખતે થવાની હતી તે વાત ઘુવડને વાજબી લાગી નહિ તેણે વાધો ઉઠાવ્યો કે, અમારા અનુભવ પ્રમાણે આવા મહોત્સવના કામ માટે દિવસનો નહિ, પણ રાતનો સમયજ અનુકૂલ છે, પણ તે વાંધાને કચરાની ટોપલીને સ્વાધીન કરવામા આવ્યો બાકીના સર્વ પક્ષીઓએ પોતાના સારા અનુભવના આધારે ઠરાવ મુજબ ઉજાણીનુ કામ દિવસેજ ચલાવીને પાર ઉતાર્યું, અને ઘુવડ સર્વથી વેગળુ ન્યાતબહાર જેવુ થઇ પડયુ

બોધ–સમસ્ત પ્રજા મળી ગમે એવુ સારૂ કામ કરે ત્યારે પણ તેની સામે વાધો લેનારા થોડા ઘણા માણસો નીકળે છે, પણ તેથી તે

કામ નઠારૂ છે એમ ઠરતુ નથી ઘણાઓના સામટા લાભના કામોમા થોડાઓને ગેરલાભ હોય તેટલા માટે કાંઇ તે કામ અટકાવી શકાય નહિ જેઓ તે કામ અટકાવવા નીકળે તેઓ છેવટે સમસ્ત પ્રજાથી છૂટા પડી સામા પોતાનેજ કઢંગી સ્થિતિમા મેલે છે

## કથા ૭૫ મી—લોભી કાગડો

એક કાગડો બહુજ લોભી હતો લોકોના આગણા તથા વાડામાં મૂકેલી ચીજો ઉઠાવી કિવા ખાઇ જઇને તે તેમને કંટાળો આપતો, એટલુંજ નહિ પણ લાગ ફાવતા તેમના ઘરોમા પણ ભરાઈ ત્યા ઉઘાડી પડેલી વસ્તુઓ તફડાવી જતો એક દહાડો એક ઘરના રસોડામા તે પેઠો ત્યા ચુલાપર તપેલીમા શાક ચડતુ તેણે જોયુ તે તપેલી વળી ઢાકણ વિના ઉઘાડી રહેલી હતી કાગડે વિચાર્યું કે આ લાગ સારો છે તપેલીમા રંધાતુ તાજુ પકવાન્ન જમવાની આવી તક ફરી મને કયા મળવાની હતી? એમ ધારીને ઝટ તેણે પોતાની ચાચ તેમા ખોસી. તેથી ચાચ દાઝી ગઈ અને વરાળ લાગ્યાથી તેની આખો પણ ગઈ

બોધ—"અતિ લોભ એ પાપનુ મૂળ છે" એક વસ્તુ ગમે તેવી સારી હોય પણ તે જો આપણી પોતાની ન હોય અથવા તેનું મળવુ આપણી શક્તિની ઉપરાત હોય તો તે મેળવવાના ફાફા મારવા નહિ તે આપણને મળશે તો નહિજ, પણ સામા આપણને જોખમમા લાવી મૂકશે.

## કથા ૭૬ મી—ઘાયલ થયેલો વાઘ અને પરગજુ વૈદ

એક વાઘ શિકારીની ગોળીથી ઘાયલ થઇ નાઠો હતો, અને ઝાડીમા પડી કષ્ટ પામતો હતો. તે રસ્તેથી પસાર થતા એક પરગજુ વૈદના જોવામા તે આવ્યો. તેની વેદના જોઈ વૈદને દયા આવી અને મલમપટ્ટો કરી તેને સાજો કરવાનો તેણે નિશ્ચય કર્યો. એક ચકવો

ઉંચે ઝાડે બેસી આ તમાસો જોતો હતો તેણે વૈદરાજને ચેતવણી આપી કે, " વાઘ બહુ ઘાતકી અને કૃતઘ્ન પ્રાણી હોય છે, તેને સાજો કરવામા કોઇને પણ લાભ થવાનો નથી " વૈદે કહ્યુ " ભલે વાઘ પોતાનો ભુંડો ભાવ ભજવ્યા કરે, પણ મારે તો એક દયાળુ મનુષ્ય તરીકે મારો દયાનો ધર્મ બજાવવોજ જોઇએ " એમ કહી વાઘના ઘાપર મલમપટ્ટો કરી વૈદ ચાલતો થયો, એટલુ જ નહિ પણ દરરોજ તે ત્યા પાછો આવતો અને નવી નવી પટીઓ મેલીને વાઘના ઘાને વધુ રૂઝાવતો છેલ્લે જ્યારે ઘા તદ્દન સાજા થયલા જોયા ત્યારે તેણે પટી મેલવાની ના પાડી, અને રૂખસત લેવા માટે વાઘને છેલ્લી સલામ કરી તેના મનમા એવી આશા હતી કે આ મોટી સેવા માટે વાઘ મારો આભાર માનશે, અને જ ગલનુ મોટુ પ્રાણી હોવાથી કાંઇ મોટી જેવી ભેટ પણ કરશે, પણ ભારે દુ ખ અને તાજુબી વચ્ચે તેણે જોયુ કે વાઘે પોતાનો ઘાતકી પ જો મારી તેને ગળામાથી ઝાલ્યો, અને કહ્યુ, " વૈદ મહારાજ! તમોથી આમ છટકી જવાશે નહિ ઘણા દહાડા ભૂખમા કાઢયાથી હું મરવાતોલ થયો છુ, અને તુરત વેળા મને બીજો કોઇ શિકાર મળે એમ નથી, માટે તમારો શિકાર કરવા સિવાય બીજો ઉપાય જણાતો નથી ક્ષમા કરજો ! તમોએ મારી સેવા બજાવી છે એ સાચી વાત, પણ આટલા બધા દહાડા તમોને જીવતા તમારે ઘેર જવા દઇને તે સેવાનો બદલો મે થોડો વાળ્યો નથી ! "

વૈદને આ જોઇ પોતાની મૂર્ખાઇ માટે પશ્ચાત્તાપ થયો, પણ તેણે પોતાની હિંમત ખોઇ દીધી નહિ સમયસૂચકતા વાપરીને તેણે વાઘને કહ્યુ, " હે વનરાજ ! તમો મને ભક્ષ કરવા માગો છો તે વાતનો મને વાંધો નથી ઉલટુ તમારો ભક્ષ થવાથી મને મોક્ષની પ્રાપ્તિ થશે પરન્તુ જરા ધીરા પડો તો સારૂ તમારી આંખો જોતા મને હવે દીસે છે કે તમોને કમળો થયો છે, તેનુ જોર વધતા તમારૂ મોત નક્કી આવશે, માટે તમારો કમળો મારી રામબાણ દવાવડે એકવાર સારો

કરવા દ્યો. પછી તો મારી આ ક્ષણભંગુર દેહ તમારી છેજ." વાઘે આ વાત ખરી માની અને વૈદને વિનતિ કરી કે, "વૈદ મહારાજ! મને અવશ્ય આ મહા રોગથી સાજો કરો. તેનો બદલો હું તમને જીવતદાન દઇને વાળીશ, એટલુજ નહિ પણ મારા જગલમા કોઇ પણ પ્રાણી તમને છેડે નહિ એવો ઢઢેરો ફેરવીશ" વૈદે વાઘને નમન કરી એક દવા ખવરાવી તે દવા ઝેરી હતી, જે ખાતાજ તે કૃતઘ્ન પ્રાણીએ તરફડીઆ ખાઈ પોતાનો પાપી પ્રાણ ત્યજી દીધો

બોધ—ઘાતકી, દગાખોર અને કૃતઘ્ન માણસની દયા ખાવામા આપણુ તેમ બીજાઓનુ પણ ભુડુજ થાય છે દયાના બદલામા તેઓ આપણુ ભલું કરશે એમ માનવામા આપણે ઠગાઇશુ. તેમને મદદ કરવાને કારણે પણ જો આપણે તેઓના સબધમા આવ્યા તો તેઓ આપણા ઉપર પોતાનો લાભ લેવાને ચુકવાના નથી એવે વખતે જો આપણામા તેમના કરતા તનમનનુ બળ વિશેષ હશે તો તેમને થાપ આપી, તેમના હાથથી છટકી શકીશુ, નહિ તો તેમનાથી આપણી ખરાબીજ થવાની

---

## કથા ૭૭ મી—દાતરડું અને હળ

એક ખેતરમા દાતરડા અને હળ વચ્ચે, સરસાઇની તકરાર ઉઠી અને ઝગડો થઇ પડયો હળ કહે, "હુ ધરતી ખેડીને ખેડુતને અનાજ પકાવી આપુ છુ માટે હુ સરસ," અને દાતરડુ કહે, "હુ પાકેલા અનાજની કાપણી કરી ખેડુતને તેની સઘળી મહેનતનુ ફળ ચખાડુ છુ માટે હુ સર્વોપરિ અને સૌથી માનીતું" એટલામા ખેડુત પડે ત્યા આવી ચડયો અને બનેનો વાધો સાભળી લઈ તેમને શાત કરી બોલ્યો, "તમો બને ભાઇબધ છતા મારામારી કરો છો તે જોઇ મને ખેદ ઉપજે છે. તમો બને એકજ જગે રહેનારા, એક જાતનો ઉદ્યોગ કરનારા અને એક ધણીની સેવા કરનારાં છો, તો તમે સપથી

એકબીજાને માન આપીને રહો તેમાજ તમારો તથા મારો લાભ છે મારી નજરમા તમે બેઉ એકસરખા ઉપયોગી છો તમો બનેવડે મારૂં કામ ચાલે છે બેમાથી એક પણ ન હોય તો મારૂં કામ અટકી પડે. હળ જે કામ કરે છે તે કામમા તે સરસ છે અને તે દાતરડાથી થાય નહિ, તેમ દાતરડુ જે કામ કરે છે એ કામમા તે સરસ છે અને તે કામ હળથી થાય નહિ અર્થાત્ પોતપોતાના કામમા બને સરસ છે અને એકનુ કામ બીજાથી થાય નહિ એ સ્વાભાવિકજ છે

**બોધ**–દુનિયામા જેઓ પોતપોતાનુ કામ કરી પોતાની ફરજ બજાવે છે, તેઓ સર્વે ઉપયોગી અને માનને યોગ્ય છે કામ જૂદા જૂદા પ્રકારના હોય છે, અને તે કરનારા પણ જૂદા જૂદા વર્ગના હોય છે, પરંતુ તેટલા માટે તેઓમાના એક યા બીજાની અગત્ય ઓછી સમજવાની નથી સૌ પોતપોતાના કામમા અગત્યના અને સરસ છે એક કામદારે બીજાને હલકો ગણવો વાજબી નથી,તેમ ગણવાથી ઇર્ષ્યા ઉત્પન્ન થાય છે, અને કામ બગડે છે હલકુ માણસ તેજ કે જે નકામું અને આળસુ બેસી રહેતુ હોય

## કથા ૭૮ મી—ચિત્તો અને સાંઢ

એક રાત્રે એક ચિત્તો કોઇ ખેતર પાસે આવી ચઢયો, એવા હેતુથી કે લાગ ફાવે તો ખેડુતના વાડામા બાધેલા ઢોરોમાથી એકાદ મારી ખાય, પણ તે ખેતરને છેડે એક સાઢ (ગોધો), તે ખેતરમાના રોપા ખાતો તેની નજરે પડયો ચિત્તાએ તેનાથી પોતાના કામમા અડચણ થવાની વિચારી તેને કહ્યુ, "લુચ્ચા સાઢ ! તુ આ ખેતરમા કેમ પેસે છે ? હુ માનુ છુ કે તુ ચોર છે, અને બાપડા ગરીબ ખેડુતનુ ખેતર રાત્રે છુપાઇને ખાઇ જાય છે નીકળ અહીથી, નહિ તો તારી ફજેતી કરીશ." સાઢે ઠડે પેટે ઉત્તર દીધો, "અલ્યા ચિત્તા ! તો તું પોતેજ અહી શુ કરવા આવ્યો છે વારૂ ? તુ પણ ખેડુતના વાડામાંથી ઢોર

મારી ખાવાજ આવ્યો છે ને ! અને જ્યારે એમજ છે ત્યારે તો હુ બી ચોર અને તુ બી ચોર ! 'આવ ભાઇ હરખા, આપણુ બેઉ સરખા' હુ તો માત્ર આ ખેતરમાના નજીવા રોપા ખાઇનેજ અટકીશ,પરતુ તુ તો જીવતા જાગતા પ્રાણી મારી ખાવાનો મારા કરતા તારોજ અપરાધ મોટો તો પછી મને ચોર કહી દમ ભરાવતા તને લાજ નથી આવતી ? છાનોમાનો તારે માર્ગેજ ચાલ્યો જા " ચિત્તો આ સાભળી ફિક્કો પડ્યો અને ગુપચુપ ચાલતો થયો

બોધ–કેટલાક માણસો પોતે લુચ્ચા હોવા છતા પોતાનો અર્થ સાધવાને બીજા માણસોને દમ ભીડાવતા લજવાતા નથી પોતે બચકા ના બચકા હોઇઆ કરી જાય તે છતા તણખલુ ખાનારની તેઓ ખોડ કહાડે છે તેમ કરીને તેઓ પોતાની લુચ્ચાઈ છુપાવવા માગે છે, પણ તેમા તેઓ કોઇકજ વાર ફાવે છે જ્યારે તેમને કોઈ માથાનો મળે છે ત્યારે તેઓને ખરા રૂપમા ઉઘાડા પાડે છે ચોરી કરવી એ એક દોષ છે, પણ " ચોરીપર સરજોરી ' કરવી એ તેના કરતા પણ મોટો દોષ છે

## કથા ૭૯ મી—જૂદી જૂદી સ્થિતિ પામેલા બે જોડીદાર વેલા

એક વાડામા એકજ જાતના બે વેલા એક્કી વેળા ઉગ્યા હતા તેમાના એકની પાસે વાડ હતી, જે ઉપર ચડી તે વેલો ખીલી નીકળ્યો અને ફળ ફૂલ જલદી આપી માન પામ્યો; પણ બીજો વેલો વાડનો કે બીજા કશાનો આધાર ન મળ્યાથી તે ભોય ઉપરજ લબાતો રહ્યો અને વટેમાર્ગુઓના પગ તળે કચડાઈને થોડા દહાડામા મરણ પામ્યો

બોધ–દુનિયામા માણસને આગળ વધવાનો આધાર, જેટલો તેમની બુદ્ધિ ઉપર એટલોજ તેમને મળતા ટેકા અને સજોગ ઉપર પણ રહે છે સરખી સ્થિતિના બે માણસો હોય; તેમાના એકને જો અનુકૂળ સજોગ અને મોટો આશરો મળે છે, તો તે ચઢતી સ્થિતિમા આવી

માન અને દ્રવ્ય પામે છે, અને બીજો માણસ તેવા સંજોગ તથા આશરાવિના જેવો ને તેવો રહી જાય છે અને જો તેને માઠા સંજોગ મળે છે તો વધારે નબળી સ્થિતિમા આવી જઈ દરિદ્રતામા દહાડા કાઢે છે એઓમાના પહેલાએ બીજાની કંગાળ સ્થિતિ માટે મગરૂરી કરવી ન જોઇએ, તેમ બીજાએ પહેલાની મોટાઇ માટે અદેખાઈ પણ કરવી ન ઘટે પહેલાએ પોતાની ચઢતી માટે પરમેશ્વરનો પાડ માનવો જોઇએ, અને છેલ્લાએ પોતાની પડતી માટે સબુરી પકડવી જોઇએ અથવા તો સારા સંજોગ મેળવવા જોઇએ

---

## કથા ૮૦ મી—સવારીનો ઘોડો અને વૈતરો ગધેડો

એક અરબી ઘોડો પોતાની પીઠપર સવાર લઇ રવાલ ચાલે ચાલતો અને હરણના ખોખારા મારતો પસાર થતો હતો માર્ગમા તેને એક ગધેડો મળ્યો, જેની પીઠપર ઉકરડાનો ગંધીલો કચરો લાધેલો હતો અને તેને ઉતાવળો ચાલવા માટે તેનો ધણી પાછળથી ડફણાં લગાવતો હતો ઘોડાને જોતાજ આ ગધેડાની આંખમા અદેખાઇ આવી તે બોલ્યો કે, " હીણભાગ્ય ઘોડા ! તુ પ્રાણી જાત થઇને માણસને પોતાની પીઠપર ઉઠાવી લઈ જાય છે એ લજ્જાભરેલુ છે તારી વર્તણુકથી આપણી જાતિનેજ નહિ પણ પશુમાત્રને પણ હીણું લાગે છે તને ઘટે છે કે તારા સવારને પીઠપરથી ફેંકી દઇ માણસની ગુલામગિરી કરવાના દોષથી મુક્ત થાય " ઘોડાએ તિરસ્કારથી ઉત્તર વાળ્યો, " હીણા અને હાડમાર થતા ગધેડા ! હુ જાણુ છુ કે હિતની શિખામણ આપવાને બહાને તું મારી સામે તારા પેટની બળતરાજમાત્ર કહાડે છે તને કેટલું વજન આપવુ તે હુ સારી પેઠે સમજુ છુ સવારને તાબે રહી તેની સવારી ઉઠાવવી એ મારૂ સ્વાભાવિક કામ છે, એટલુંજ નહિ પણ તેમા મારૂ માન ને મોટાઈ પણ છે. સવારીને લીધેજ હુ રાજાઓ, મહારાજાઓ, યોદ્ધાઓ, શિકારીઓ વગેરેના

સમાગમમા આવું છુ અને તેઓ મારી આગતાસ્વાગતા કરે છે. લજ્જા તો તને છે કે ઉકરડાનો ગધીલો કચરો ઉઠાવવાનું વૈતરૂં કરે છે અને પોતાની અડીઅલ વર્તણુકથી ધણીના ડફણાં ખાય છે ”

બોધ–નીચ માણસો જ્યારે ઉચ્ચ માણસોની બરાબરી કરી શકતા નથી તથા તેમના જેવા માન અને સુખ પામી શકતા નથી, ત્યારે અદેખા બની તેમની કલ્પિત ખોડખાપણ કહાડે છે, પણ તેથી ઉચ્ચ માણસોના માન અને મોટાઈમા ઘટાડો થતો નથી ઉલટુ તેવા હલકા માણસોની હલકાઇજ વધારે ઉઘાડી પડે છે અને છેવટે તેમને અપમાન ખમવુ પડે છે વળી એવા કેટલાક અદેખાઓ પોતાની અદેખાઈનો ઉભરો શિખામણ દેવાના રૂપમા બહાર પાડે છે, પરંતુ એમા પણ છેવટે તાના–ટપલા ખાઈ તેમને ચુપજ બેસવુ પડે છે

## કથા ૮૧ મી—માંદો માણસ અને રસાયણ

એક માણસ એક એવા ભુંડા રોગથી લાબા વખતથી પીડાતો હતો કે જેનાપર સાધારણ ઔષધો અસર કરી શકતા નહિ છેવટે તેણે “ રસાયણ ” ( મારેલી દવા ) ખાધી આ ઉપાયથી તેનો રોગ ઝટ સારો થયો, પણ થોડીજ વખતમા તે દવા તેના શરીરપર ફુટી નીકળી અને તેથી પ્રથમના કરતા વધાર વેદના થઇ એટલુજ નહિ, પણ તમાથી સાજો થવાની આશા તેને મૂકવી પડી.

બોધ–આપણે ગમે એવા સંકટમા હોઈએ તોપણ ભુંડા માણસની મદદ લેવાથી અટકવુ જો તેવાની મદદ લીધી તો પાછળથી તે બહુ ભારે પડી જશે, કેમકે તે માણસ પોતાની ભુંડાઇ તમારા પ્રત્યે પણ ચલાવશે અને જે સંકટ તેણે ટાળ્યું હશે તેના કરતા વધારે સંકટમા તમે આવી પડશો ભુંડાને હાથે સુખી થવા કરતા ભલાને હાથે દુ:ખી થવુ સારૂ “ ઉંટવૈદ્યને હાથે બચવા કરતા પક્કા વૈદ્યને હાથે મરવુ સારૂ છે. ”

## કથા ૮૨ મી—વાંદરી, તેનુ બચ્ચું અને ચાડીઓ

એક વાદરી પોતાના બચ્ચાને લઇ એક ઘરના છાપરાપર બેઠી હતી. તે ઘરના વાડામા અજીરનુ ઝાડ હતું, જેપર લાગેલા ફળોમાનાં કેટલાક પાકીને ખાવાલાયક થયેલા હતા તે ફળો તોડી પોતે ખાવાને તેમજ પોતાના બચ્ચાને ખવડાવવાને તે વાદરી ચાહતી હતી, પણ તેજ ઝાડપર તેના માલિકે * ચાડીઓ બનાવી ઉભો રાખેલો હતો, તેનાથી ડરી તે ઝાડપર જવાની હિમત કરતી ન હતી. પણ તેના બચ્ચાનો જીવ રહ્યો નહિ તે બોલ્યુ, "મા ! આ અજીરીના ફળો બહુ સુદર ને સ્વાદિષ્ટ છે ચાલો આપણે તે તોડી ખાઇએ " વાદરીએ ના પાડી, અને જણાવ્યું કે " એ ફળો ખાવા જઈશુ તો આપણા જીવનું જોખમ થશે જો એ ઝાડ ઉપર કેવો પેલો માણસ ઉભેલો છે ! બચ્ચાએ કહ્યુ, " પણ, મા, મને તો એ માણસ નિર્જીવ લાગે છે એ નથી હાલતો કે નથી બોલતો તે આપણને શુ કરવાનો હતો? ચાહીશું તો આપણેજ એને મારી કહાડીશુ " વાદરી બોલી, " તેમ બની શકે નહિ એ માણસ હાલતો બોલતો નથી, તેમાજ મને મોટો ભરમ અને ભય લાગે છે, અને તેથીજ હુ તેનાથી દૂર રહેવા માગુ છુ. " આમ કહી તે પોતાના બચ્ચાને પેટે વળગાડી ત્યાથી ચાલી ગઈ

**બોધ**—કેટલાક માણસો એવા બીકણ અને બેવકૂફ હોય છે કે માત્ર ભયના ખાલી વિચારથી દુ ખ પામે છે, તથા કેટલાક સાદા દેખાવોને પણ અપશુકન ગણી, પોતાના લાભના કામો કરવાથી અટકે છે તેમની ભૂલ ભાગવા છતા તેઓ પોતાનો ભય કે વહેમ છોડતા નથી અને હાથે કરી નુકસાન ખમે છે

---

* ખેડુતો તથા માળીઓ વગેરે, પ્રાણીઓથી પોતાની ખેતી વા વાડીમાંનો પાક બચાવવા માટે માણસના જેવો આકાર બનાવી તેને ખેતરોની વચ્ચે, અથવા ઝાડોની ઉપર ઉભા રાખે છે, તેને ચાડીઓ કહે છે આ ચાડીઆને ખરેખર માણસ સમજીને પ્રાણીઓ—મુખ્યત્વે વાદરા તે જગાથી આવતા રહે છે

## કથા ૮૩ મી—સારસ અને શિકારી

એક તળાવની પાળે બે સારસ નર અને માદા રમતા હતા. તેવામા એક શિકારી ત્યા આવી ચઢ્યો, અને તેમાના નરને મારવા બદુક તાકી, તેવીજ તેની માદા તે શિકારી પાસે દોડી આવીને બોલી, "બળવત શિકારી! અમને જીવતદાન દો અમો બને સારસ, નર-માદાનું એક જોડુ છીએ અને અમોમાના એકથી બીજા વગર જીવી શકાતુ નથી જો મારો નર તમારી બદુકથી માર્યો જશે તો તેના શોકથી પણ મને ઝુરી ઝુરીને મરવુજ પડશે એટલા માટે કૃપા કરી અમને જવા દો, પણ જો તેમ કરવાની તમારી ઇચ્છા નહિજ હોય તો પછી મનેજ મારો."

શિકારીને આ વિનતી સાભળી દયા આવી, તોપણ પોતાની બદુક તાકેલી રાખી તે બોલ્યો, "પ્રીતિવાન પક્ષી! તારૂ કહેવું સાચુ હશે, તથાપિ મને આ કામ કર્યા વગર ચાલે એમ નથી. મારી માનીતી સ્ત્રીએ સારસનો શિકાર ખાવાની ઇચ્છા બતાવેલી હોવાથી એક સાચા પતિદાખલ તે ઇચ્છા મારે પાર પાડવીજ જોઈએ" માદા સારસે રડીને કહ્યુ, "રે! જ્યારે એમજ છે ત્યારે તો જીવતદાન મેળવવાનો અમારો વધુ હક્ક છે તમો પણ જ્યારે પ્રિય અને પ્રિયાનુ એક જોડુ જ છો,ત્યારે તો તમો સારી પેઠે સમજી શકશો કે, પ્રીતમાન જોડાના દિલની લાગણી કેવી ઉડી હોય છે અને પ્રિય તથા પ્રિયાને જૂદા પાડવામા કેવુ મોટુ અને અઘોર પાપ છે તુ વિચાર કર ઓ શિકારી! હમણા અહી કોઈ ઘાતકી પ્રાણી આવી તારો પોતાનો જીવ લે તો તને તારી એકલી વિખુટી પ્રિયામાટે કેવુ ઉડુ દુ ખ લાગે તથા તારી પ્રિયા તારા મરણ પાછળ કેવી ઝુરી મરે? હુ માનુ છુ કે આ વાત જો તુ તારી પ્રિયાને સમજાવશે અને તે જો પ્રીતિમા સાચી હશે, તો તે પણ અમોને મરેલા જોવાને અને અમારૂ હાય જલાપાનુ માસ ખાવાને રાજી થશે નહિ." આ શબ્દોએ શિકારીના દિલપર ચમત્કારિક અસર કરી અને સારસનો

શિકાર કરવાની વાત પડતી મેલી તે ત્યાથી ચાલતો થયો.

બોધ—સાચી અને પવિત્ર પ્રીતિથી પરણેલા જોડાને કોઇ પણ કારણે છુટા પાડવા એમા મોટુ પાપ છે સાચી પ્રીતિવાળા માણસને પોતાના સાથી જેવી દુનિયામા કોઇ ચીજ પ્યારી અને આશાભરેલી લાગતી નથી સાથીજ જ્યારે માર્યુ જાય, ત્યારે તેની જીદગી નકામી ને મીઠાશ વગરની થઇ પડે છે, અને તેવા જીવતર કરતા મોતને તે વધારે પસદ કરે છે

## કથા ૮૪ મી—ઔષધનો પાલો અને તેનો રોગ

એક ઔષધનો પાલો જેનાથી મોટા મોટા રોગ મટતા હતા, તેના પોતાના અગેજ દરદ લાગુ પડયુ હતુ તેથી તે પીલાવા ને સૂકાવા લાગ્યો તે જોઇ એક જણે કહ્યુ, "ગુણવાન પાલા! તું રોગને હણનારો છે છતા તુ પોતે રોગથી પીડાય છે તે જોઇ હુ આશ્ચર્ય પામુ છુ બીજાના રોગ તું તારા ગુણથી સાજા કરી શકે છે, તો તારો પોતાનો રોગ કેમ સાજો નથી કરતો ?" પાલાએ ઉત્તર વાળ્યો, "ભાઇ! મારામા બીજાઓનાજ રોગ મટાડવાની શક્તિ છે, મારો પોતાનો રોગ સાજો કરવાની શક્તિ મારામા નથી, તે તો કોઈ પરગજુ અને બુદ્ધિ-શાળી વૈદજ સાજો કરી શકે"

બોધ—ઘણા માણસો એવા હોય છે કે બીજાના સકટમા તેઓ હિમતથી ભાગ લઈ તે દૂર કરી શકે છે, પણ પોતાપર સકટ આવી પડતા નિરુપાય બને છે અને બીજાની સહાય વગર તેમાથી છુટી શકતા નથી કેટલાકો બીજાની ખામી જોઇ તેને શિખામણ દેવામા સદા આગળ પડે છે, પણ પોતાની ખામીવેળા તેવી શિખામણ તેમના ધ્યાનમા રહેતી નથી અને જો રહે છે તો તે પ્રમાણે તેઓ વર્તી શકતા નથી. વૈદો સર્વના દુખની દવા કરે છે, પણ પોતે માદા પડતા ઘણુ કરી બીજાજ વૈદની દવા લે છે

## કથા ૮૫ મી—ઉંદર કૂધો અને ઘર પડયું

ખડખડ પાચમ જેવા થઇ રહેલા એક ઘરમા એક ઉદર પેધો પડયો હતો તે બહુ તોફાની હતો ઘરમાની જે તે વસ્તુને કરડી ખાય અને રાતની વેળા તે એવા તો કુદકા ને ભુસ્કા મારે કે જાણે ધાડ આવી હોય નહિ ! એક રાતને સમયે એવુ બન્યુ કે તેણે એક ભીત ઉપરથી બીજી ભીત ઉપર જોશમા કૂદકો માર્યો અને તેની સાથે તે ઘર કરરર ભુસ થઇ તૂટી પડયુ ઉદર તેથી એટલો તો ગભરાયો કે જીવ લઇ નાઠો, અને પાડોસના ઘરમા જ્યા પોતાના બીજા ભાઇબધો શાતિથી વસતા હતા, તેમા જઇ ભરાયો તે ઉદરોએ તેની આ સ્થિતિ જોઇ ઠેકડી કરી કે, "તું તો બહુ ચાલાક ને વળી શૂરવીર હતો ને ? ત્યારે આ ઘર પડવાના અવાજથી ગભરાઇને નાસી કેમ આવ્યો ? એ હીચકારાપણા માટે તને લાજ નથી લાગતી ?" ત ઉદરને આથી બહુજ લાગી આવ્યુ, પણ લાજ છુપાવવા તથા પોતાની નોક રાખવાના હેતુથી તે બોલ્યો, "ભાઇઓ ! ત્યારે તમે ખરી વાત જાણુતા નથી ઘર પડયાથી બીહીને હુ નાસી આવ્યો નથી, પણ મારા કુદકા ભુસ્કાના જોરથી બાપડુ એ ઘર તૂટી પડયુ, તેની વધાઈ તમને કહેવા માટે આવ્યો છુ."

બોધ—કેટલાક માણુસો એવા બડાસખોર હોય છે કે પોતાથી નહિ બનેલા કામો પણ જાણે પોતજ કીધા હોય અથવા પોતાવડેજ થયા હોય એવી કીર્તિ લેવા માગે છે જો એકાદ મોટુ કામ કોઇ શક્તિવાળા માણુસે કર્યું હોય અને તેમા માત્ર પોતાની કિંચિત પણ શામેલગીરી હોય, તો તે એવુજ માનશે અને લોકો આગળ બડાઈ મારશે કે આ કામ તો મેજ કર્યું ! એવા તોપમારૂઓનુ જીવતર માત્ર ખાલી બડાઇ હાકવામા અને પારકાની કીર્તિ પોતાની કરી લેવામાજ પૂરૂ થાય છે. તેઓથી મોટા કામો થઇ શકતા નથી—તેઓથી "ભુજ્યો પાપડ પણ ભાગતો નથી" તોપણ ગાડા નીચે ચાલતા કૂતરાની પેઠે તેઓ એમજ સમજે છે કે હુજ આખુ ગાડું ઘસડુ છુ !

# કથા ૮૬ મી–બેવડીમારૂ દેડકો

એક દેડકો બહુ સ્વાર્થી અને ચુગલીખોર હતો પાણીના એક ખાબોચિયામા તેનુ રહેઠાણ હતુ ચોમાસુ વીતી ગયા કેડે જ્યારે ખાબોચીયુ સૂકાવા લાગ્યું ત્યારે પોતાના સર્વ સાથીઓને પડતા મૂકીને છાનોમાનો પડોસની નદીમા જઈ રહ્યો નદીમાના માછલા, જી-ગલા, કરચલા વગેરે જળજતુઓ પોતા વચ્ચે આ પારકાને જોઈ કચ-વાયા અને તેને પાછો જમીનપર જવાને આગ્રહ કરવા લાગ્યા ત્યારે દેડકે કહ્યુ, "ભાઇબધો ! હુ બહુ ખેદ પામુ છુ કે મારી પધરામણી-થી હરખ પામવાને બદલે તમે મારાથી કટાળી મને હાકી કહાડવા માગો છો ! કે તમે મને પૃથ્વી ઉપરનુ પ્રાણી ગણી પોતાથી જૂદો ગણો છો,પણ એ તમારી મોટી ભૂલ છે હુ પૃથ્વીપરથી આવ્યો છુ એ ખરી વાત, પરતુ જાતે તો હુ નદીવાસીજ પ્રાણી છુ, અને તેની સાબીતી એજ કે હુ આ નદીના પાણીમા રહી જીવી શકુ છુ મારા બાપદાદા પણ અહીનાજ વતની હતા અને પૃથ્વીવાસી પ્રાણીઓના ફોસલાવવા-થી પૃથ્વીપર રહેવા ગયા હતા પણ પૃથ્વીપરના પ્રાણીઓ ભુડા હોવાથી તેમની ભુડાઇથી પીડા પામી તેઓ બાપડા મરણ પામ્યા છે, અને હુ જીવતો રહી શકયો તેથી તમો મારા અસલ સગાઓ અને સ્વદેશીઓની સાથે પાછો રહેવા માટે પ્રીતિથી અહી આવ્યો છુ."

નદીના પ્રાણીઓએ આ વાતપર વિશ્વાસ રાખી દેડકાને પોતાની જોડે રાખ્યો, તેની આગતાસ્વાગતા કરી અને તેનાપર મોટી આશા બાધી, પણ તેમની આશા પાર પડી નહિ ચોમાસુ પાછુ ચાલુ થયુ કે આ ખધો દેડકો નદીમાથી ગુપચુપ નીકળી જઇ, પૃથ્વીપરના પોતાના અસલ ખાબોચિયામા પાછો આવી ભરાયો, અને પોતાની લુચ્ચાઈ છુપાવવા માટે તેમાના દેડકાઓને એવુ સમજાવવા લાગ્યો કે શિયાળા તથા ઉનાળાની મોસમમા તમો પાણી-

વિના ટવળી મરશે, તે માટે હુ શ્રીઇન્દ્રરાજા પાસે ગયો હતો વચ્ચે વચ્ચે વૃષ્ટિ કરી આ ખાબોચિયાને તેઓ તરતુ ને તરતુ રાખે ” બિચારા ભોળા દેડકાઓ આ વાત સાચી માની ઠગાયા અને આ લુચ્ચા દેડકાના ઉપકારી થઇ રહ્યા, પણ ચોમાસુ ખલાસ થઈ ખાબોચિયુ સૂકાવા માડતાજ તે તેમના વચ્ચેથી પાછો નીકળી પેલી નદીના પ્રાણીઓને જઇ મળ્યો અને તેઓને અષ્ટમપષ્ટમ સમજાવી પોતાની ગેરહાજરીવિષે ભૂલાવો ખવડાવાની તજવીજ કરી પણ તેઓ એક વાર ઠગાયલા હોવાથી ફરી તેને હાથે ઠગાયા નહિ તેની લુચ્ચાઇ તથા મતલબ તેઓ સમજી ગયા અને ધાસ્તીભરેલો ગણી ઝટ તેનો પ્રાણ લીધો

બોધ–જ્યારે માણસો વચ્ચે મતભેદ અને વાધા પાડીને પક્ષો બધાયા હોય, ત્યારે જે આપણો પોતાનો પક્ષ હોય અને જે પક્ષ વાજબી હોય, તેની સાથે આપણે જોડાઇ રહેવુ બીજા પક્ષ સાથે જોડાવુ નહિ, પછી તેનાથી એક વાર આપણને લાભ પણ કા નહિ થતો હોય? જો તેની સાથે જોડાઇએ તો આપણા અસલ પક્ષવાળાના ધિક્કારમા આવી પડીએ એટલુ જ નહિ, પણ તેની સામેના પક્ષવાળા પણ આપણા પ્રત્યે અવિશ્વાસુ થાય અને છેવટે, બ ને પક્ષથી આપણે જૂદા પડી જઇએ અને આપણી સ્થિતિ “ ધોબીનો બળદ નહિ ઘરનો કે નહિ ઘાટનો ” તેવી થાય જે માણસો જૂદા જૂદા પક્ષો વચ્ચે, અથવા ભુડા તથા ભલા વચ્ચે ઘુસતા રહી જ્યા જાય તેની ખુશામત કરે અને તેની આગળ બીજાની ચાડી ખાઇ તેને વહાલો થવાની યુક્તિ કરે, તે “દહીમા ને દૂધમા પગ” રાખનાર કહેવાય થોડો વખત તેની યુક્તિ ચાલી શકે છે, પણ પછી તે ઉઘાડો પડે છે અને બ ને તરફના માન ને વિશ્વાસ ખોઇ સઘળી તરફથી રખડી જાય છે

## કથા ૮૭ મી—જમીન ખોદનાર માણસ અને સાપોલિયું

ચોમાસાના દહાડામા એક શખ્સ ઝાડના બી વાવવા માટે કોદાળી વડે જમીન ખોદતો હતો તે ખોદતાજ જમીનમાથી એક સાપોલિયું સળવળ થતુ નીકળ્યું અને જમીન ખોદનાર કોદાળીનો ઘા પાછો મારવા જાય છે તેવુજ તે બોલ્યું, ' ભાઇ ! કૃપા કરી તારી કોદાળી સભાળીને માર વખતે તે મારા માથાપર લાગી જશે તો મને ઘણું દુ ખ થશે તારી કોદાળીનો ઘા મારા પૂછડા ભણી લાગી પૂછડુ કપાશે તો તેની વેદના હુ ખમી લઇશ એટલુંજ નહિ પણ જીવતુ રહીશ " જમીન ખોદનારે કહ્યુ, " તુચ્છ પ્રાણી ! તુ તારા માથા ને પૂછડાની વાત કરે છે, પણ મને તો જણાતુએ નથી કે તારે માથુ અને પૂછડુ છે, અને છે તો તે કયા છે ? મને તો સઘળી તરફથી તુ એકસરખું અને એકજ ઘાટનુ લાગે છે ! "

બોધ—મોટા માણસોના કામોથી કેટલીકવાર ગરીબો પાયમાલ થઇને મરી પણ જાય છે, છતા મોટા માણસોને તેની ખબર સુદ્ધા પડતી નથી લડાઈની ખુનામરકીમા નાશકારક હથિયારોવડે ઘડીકમા હજારો લડવૈયાઓના ડોકા ઉડી જાય છે અને તેમની ગેરહાજરીની નુકશાની તેમના નિર્દોષ કુટુબો તથા બચ્ચાઓને અનેક રીતે ખમવી પડે છે માટે રાજકર્તાઓને તેમજ બીજા મોટા માણસોને ઘટે છે કે હરેક નવા કે મોટા કામો આરભતા, તેમજ લડાઇ ઉભી કરતા, ગરીબોનો તેથી મરો થાય નહિ તેની પૂરતી સભાળ રાખવી

## કથા ૮૮ મી—મોર અને રગારી

એક રગારીએ મોર વેચાતો લીધો. તે મોરના પીછાના રગ ને ખુબસુરતીથી તે મોહ પામ્યો, પણ તેટલાથી સતોષ નહિ માનતાં તે તેમનાપર વધુ રગ ચઢાવવા બેઠો. મોરે તે માટે કચવાટ દેખાડીને

કહ્યુ, " રંગારી ! તુ તારો રંગ અને કળા ફોકટ કા ગુમાવે છે ? મારામા જે રંગ ને શોભા કુદરતે મૂક્યા છે તેજ પુરતા છે, તેમા વધારો કરવાની કશી જરૂર નથી. મારા જાતિરંગપર તુ હુન્નરથી રંગ લગાડશે, તે તો ઉલટો મને બેડોળ દેખાડશે

બોધ–ખુબસુરત ચહેરાને શણુગારવાની જરૂર રહેતી નથી. જેઓ તેને શણુગારવાના ફાંફા મારે છે, તેઓ કુદરતી ખરી ખુબસુરતીની પિછાન કરી શકતા નથી અને પોતાનીજ નાલાયકી દેખાડે છે " સોના પર ઢોળ ચઢાવવા " જેવી ફોકટની વેઠજ તેઓ વહોરે છે

## કથા ૮૯ મી—કાવત્રાંખોર ખીસકોલી અને નોળીયો તથા ગરુડ

એક વાડામા આવેલા મહાન વૃક્ષ ઉપર એક ગરુડ પક્ષી માળો બાંધીને રહેતુ હતુ તેજ ઝાડના થડમા એક નોળિયાએ દર પાડી પોતાનો વસવાટ કર્યો હતો બન્ને એક બીજાથી છેટે, જૂદી જગાએ રહેતા હતા અને બન્નેની જાત પણ જૂદી હોવાથી તેમને એક બીજાને કશો સબંધ નહોતો વળી એકબીજાના વસવાટની ખબર પણ તેઓમાના એકેને હતી નહિ તેજ જગાએ એક ખીસકોલી રહેતી હતી તે જો કે ત્યાનીજ રહીશ ગણાતી, તોપણ તેણીને ઠરીને રહેવા માટે કોઈ પણ નક્કી જગા હતી નહિ પોતાના ફાટા પ્રમાણે તેણી તે વાડામા છાપરાપર અને ઝાડપર ફરતી તે ઝાડપરના ફળો ખાઇને તેણી પોતાનુ પેટ ભરતી, અને તે વાડામા ન ખાતું એઠુ જૂઠુ પણ ખાતી અર્થાત્ તેણીને રહેવા ફરવાને માટે જેમ અનેક જગાઓ હતી, તેમ તેણીને ખાવાને પણ વિવિધ વાનીઓ મળતી, તથાપિ તે સતોષી હતી નહિ વાડામા પડેલી ખડેલી વસ્તુ જેમ તે ખાતી હતી, તેમ પેલો નોળિયો પણ ખાતો હતો તે માટે તેણીને અદેખાઇ લાગતી અને ઇચ્છતી કે જો આ નોળિયાનુ પાપ પતે તો વાડામા એકલી ફરીને હુ મોજ કરૂ વળી આ ઝાડ ઉપર એક ગરુડ પક્ષી પણ

આળો બાંધી રહેલુ હતુ અને તેનો ત્રાસ ભારે હતો, તેથી તે ઝાડ-પરનાં ફળો નિરાતે ખાવાને પણ તેણીને દરવખતે ફાવતુ ન હતુ તેથી ગરુડનો પણ ઘાણ નીકળેલો જોવાને તે ઇચ્છતી, પણ પોતે છેક નાની ને નિર્બળ હોવાથી, ગરૂડ અને નોળિયા જેવા બળવત પ્રાણીઓ આગળ તેણીનું કાંઇ ચાલતુ નહિ તેટલા માટે કાંઇ કાવત્રુ રચી તે બનેનો ઘાટ ઘડવાનો તેણીએ દૃઢ નિશ્ચય કર્યો

એક દહાડો તે હામ ભીડીને ગરુડ પાસે ગઇ અને સાષ્ટાગ નમ-સ્કાર કરી, તેની સેવા કરવાની પોતાની ઇચ્છા બતાવી ગરુડે તે સાભળી કહ્યુ, “ તમે મારી સેવા બજાવો, એ તો કળિયુગનું કૌતકજ તો ! તમો તમારા નાના કદ ને નિર્બળતાને લીધે જેમ મારી સેવા બજાવવાને અયોગ્ય છો, તેમ તમારી જાત નાતને લીધે પણ અયોગ્ય છો અમો પક્ષી અને તમો પશુ, અમોને ને તમોને લાગે વળગે શું ? માટે ક્ષમા કરો, અને અહીથી તત્કાળ ચાલ્યા જાઓ ” ખીસકોલી નમન કરીને બોલી, “ હે પક્ષી મહારાજ ! ઉપર ઉપરથી જોતાં તમારૂ બોલવુ વાસ્તવિક છે, પરતુ મુદ્દે તેમ નથી તમો મને પશુ ગણો છો, પણ હુ સાબીત કરીશ કે હું પક્ષી છુ પક્ષીની પેઠે હું પણ ઝાડેઝાડ ને ડાળેડાળ ફરૂ છુ, ફળફળાદિ ખાઉ છુ અને પક્ષીના જેવોજ મારો અવાજ છે તમો પૂછશો કે ત્યારે તને પક્ષીની પાખ કેમ નથી ? તેનો ખુલાસો એ છે કે અસલ અમોને પાખ હતી, પણ અમારા વડીલોએ પક્ષી થઇને પશુ સાથે વ્યવહાર રાખવાથી બ્રહ્માએ અમોને શાપ દઇ અમારી પાખો લઇ લીધી છે તે પાખો પાછી મેળ વવાનો અમો પ્રયત્ન કરીએ છીએ તેનો પહેલો ઉપાય એ કે પશુ ઓનો સગ તજી પક્ષીઓનો સગ અમોએ સાધવો અને પક્ષીઓના આપ સાક્ષાત રાજા છો, તેમની સેવા નિરતર કરવી. ”

આ વાતે ભોળા ગરુડપર અસર કરી અને ખીસકોલી સાથે વ્યવહાર પાડી મરજી પ્રમાણે પોતાપાસે આવવા જવાની તેણીને છુટ

મેલી. ખીસકોલી તે પ્રમાણે રોજ રોજ ગરૂડ પાસે આવે અને પશુ જાતની હરકઇ ખોડ કહાડયા કરે. એક દહાડો સારો લાગ જોઇ તેણીએ ગરૂડને કહ્યુ કે " પશુઓ હવે તો બળાત્કારની અવધિ કરે છે ઝાડોનો ઉપભોગ કરવાની સત્તા અને હક્ક આપણુ પક્ષીજાતના છે, છતા તેઓ ઝાડના મૂળ તથા થડમા કોતર પાડીને બેધડક તેમા રહે છે અમ જેવા રક પક્ષીઓ તે માટે તેમને કાઈ કહી શકતા નથી, તેથી નિડર થઇ તેઓ હવે તમ સરીખા રાજકર્તા પક્ષીની સત્તાનો પણ અનાદર કરવા લાગ્યા છે જુઓ ! આપના આ ઝાડના મૂળમાજ એક લુચ્ચો નોળિયો દર પાડી રહ્યો છે, એટલુજ નહિ પણ મારા સરખા તમારા રક સેવકને તમારી પાસે આવતા હરકત કરીને પજવે છે " ગરુડની આખમા આ સાભળી ખુન ચઢ્યું, પરતુ નોળિયાના દર પાસે જઇને તેને મારવાનો લાગ ન હોવાથી તે દરની બહાર નીકળી વાડામા ફરે તે વેળા તેને મારવાની તક જોવા લાગ્યુ ખીસકો-લીને પણ તેણે ચેતાવી રાખી કે, નોળિયો વાડામા ફરે, કે ઝટ તેની ખબર મને આપવી ખીસકોલી પોતાનો સ્વાર્થ સાધવા માટે અધીરી હોવાથી તરતજ પેલા નોળિયા કને ગઈ અને તેની પાસે વિનતિ કરવા લાગી નોળિયાએ તે સાભળવાની ના પાડીને કહ્યુ, " તમોને હું પશુ ગણતો નથી, અને તેટલા માટે તમારી સાથે વાત કરવા તથા કામ આડવાને રાજી નથી ઝાડે ઝાડે તમો કૂદતા ફરો છો, ઝાડના ફળો ખાઓ છો તથા પક્ષીના જેવા સ્વર કાઢો છો, તે ઉપરથી હુ તો તમને પક્ષી ગણુ છુ, માટે તમારે જે કહેવુ કરવુ હોય તે પક્ષી સાથેજ કરો "

ખીસકોલીએ પક્ષીપણાનો તિરસ્કાર કરી કહ્યુ, "નોળિયા બાપા ! હું બાપદાદે તેમ રૂપ રગે પશુ છુ મને તમારી પેઠે ચાર પગ છે, પૂછડી છે, અને પક્ષીપણાનું ખાસ સાધન જે પાખ, તે મને નથી. હું ઝાડો પર ફરી ફળ ખાઉ છુ, તેમા શી મોટી વાત ? ઝાડોપર તો

ઉદર પણ ચઢે છે, અને તેઓ પણ ફળ ખાય છે હું ફળ ખાઉં છુ તે માત્ર મોજને અર્થે, બાકી મારો જીવવાનો ખોરાક તો અન્ન ને શાકભાજી છે, જે નિત્ય આ વાડામાં ફરી હું મેળવુ છુ અને આપ તે જોતા પણ હશો, પણ એ સર્વ કરતા મોટી સાબિતી એ છે કે આજે હું તમોને જે વિનતિ કરવા આવી છુ, તે એક પક્ષીની એટલુંજ નહિ પણ પક્ષીના રાજાની વિરુદ્ધની છે. જો આપની આજ્ઞા હોય તો હવે તે કહું " નોળિયાએ આ વાતથી પ્રસન્ન થઇ ખીસકોલીને પોતાની જ્ઞાતિની તથા મિત્ર માની લીધી અને તેની વિનતિ સાભળવાની આતુરતા દેખાડી ખીસકોલીએ તે ઉપરથી કહ્યુ કે " મહારાજ! આ ઝાડના મૂળમા ઘર માડી આપ લાબા વખતથી રહો છો તેથી એ ઝાડની માલેકી તમારી છે છતા એ ઝાડના મથાળાની રમણીય જગાએ એક ગરુડ પક્ષીએ માળો બાધી ઘરપ્રવેશ કર્યો છે એ અપરાધ કરીને તે ગુપચૂપ રહેતું નથી, પરતુ હુ જ્યારે પણ આ ઝાડપર ચડુ છુ ત્યારે મને મારીને ફેકી દે છે અને હું એક પશુ છુ માટે મારી જોડે આખી પશુની જાતને ગાળો ભાડે છે આજે પણ તેણે મને એજ પ્રમાણે દુખ દીધુ હતુ તે ઉપરથી મે તેને કહ્યુ કે 'તમો પશુની જાતને નિદો છો, પણ તમને ખબર છે? તમે જે ઝાડપર માળો બાધી થર પડયા છો તે તો એક પશુની માલેકીનુ છે અને તેના મૂળમા, દર મધ્યે વસનારા પશુઓનો રાજા નોળિયો રહે છે તે જો તમારા આ બળાત્કારવિષે જાણશે તો તમને તત્ક્ષણ અહીથી મારી કાઢશે આ સાભળતાજ તે અહકારી ગરુડ પાખો ઉભી કરી જીવ પછાડીને ઉછળ્યુ ને તમોને બહુ દુષ્ટ ગાળો ભાડી બોલ્યું કે 'તે નોળિયાને હું કશી ગણતરીમા લેખતો નથી હું ચાહુ તો તેને મારી ચાચના એકજ ઝટકાથી મારી નાખુ અને એકજ કોળીએ ગળી જાઉ આ ઝાડ મારી માલેકીનુ છે અને જો નોળિયો તેના મૂળમા રહે છે એમ હુ જાણતું હોત, તો અત્યાર પહેલા તેને મે ચીરી પણ નાખ્યો હોત. હવેથી હું

વાડામા નજર નાખતો રહીશ અને નોળિયો જેવો તેમાં ફરતો દેખાયો કે તેનાપર તૂટી પડી તેનો પ્રાણ લઇશ ' ગરુડની આ ધમકીથી મને ટાઢીઓ તાવ ચઢી આવ્યો છે અને મારે માટે નહિ એટલી તમારે માટે મને ધાસ્તી લાગે છે કે રખેને તમો તે દુષ્ટ શત્રુના કપટના ભોગ થઇ પડો !"

નોળિયો આ સાભળી ક્રોધાયમાન થયો અને ગરુડને મારવાનો નિશ્ચય કર્યો, પણ તેણે વિચાર્યું કે ગરુડ મારાથી મોટુ, વધુ બળવાળું અને વળી શક્તિ ધરાવનારૂ છે, તો તે મને વાડામા ફરતો જોઈ ઉચેથી ઉતરી આવી મારી નાખી શકશે તેથી તે દહાડે તે ઘરમાથી બહાર નીકળ્યો નહિ અને રાતની વેળા જ્યારે ગરુડ પોતાના માળામા ઉઘમા અસાવધ બેઠેલુ હોય, તે વેળા ઝાડપર ચઢી તે માળા પાસે પહોચી અણચિતો કરડી તેનો પ્રાણ લેવાનો મનસુબો તેણે કરી રાખ્યો, અને રાત થયા પછી તેણે તે પ્રમાણે કર્યું પણ ખરૂ તેમા જો કે તે નોળિયો પોતાના શત્રુપર વેર લઈ શકયો, તોપણ પોતે તેના હુમલાથી બચી શકયો નહિ ઝાડપર ચઢી માળા પાસે પહોચી, જેવો તેણે પોતાના તીણા દાંતવડે ગરુડનો ટોટો ઝાલ્યો, તેવુજ તે પક્ષી ફફડી ઉઠયું અને એક ભયકર ચીસ પાડવા જોડે પોતાની જબરદસ્ત પાખો ફફડાવી, નોળિયાથી છૂટુ પડવાની તજવીજ કરવા લાગ્યુ તે ખેચતાણ તથા આ તફડીને લીધે ગરુડ ને નોળિયો બને ભોયપર પછડાઇ પડયા અને મહા વેદના વેઠીને તેઓ બને મરણ પામ્યા

બોધ—કાવત્રાખોર માણસ શરીરે તથા દેખાવમા ગમે એવો નબળો હોય, પણ માણસોના કાન ચુગલીથી ભરી, તેમના મન ફેરવી નાખવાની તેની શક્તિ જાદુઇ સરખી હોય છે તે શક્તિવડે ભલા ભલા રાજા, યોદ્ધા અને વિદ્વાનોના મન તે ફેરવી નાખે છે અને મિત્ર મિત્ર વચ્ચે, ધણી ધણીઆણી વચ્ચે, માબાપ ને દીકરા દીકરી વચ્ચે, શેઠ ને વાણોતર વચ્ચે એવા વેર કરાવે છે, કે જે ટળવા લગભગ

અશક્ય થઈ પડે છે નિર્દોષને દોષિત, દયાળુને ઘાતકી અને મિત્રને તે શત્રુના રૂપમા ફેરવી નાખે છે. પ્રીતિમાં તે ઝેર ભેળે છે અને ધર્મનો અધર્મ બનાવી દે છે તેના કાવત્રાથી વેર ઉત્પન્ન થાય છે, લડાઇ જાગે છે, ખૂનો થાય છે, ઘરો ભાગે છે અને રાજપાટ ઉંધા વળે છે કાવત્રાખોર માણુસના કપટથી ફૂક અગ્નિની ચીગારી જેવી અને કાચા કાનના માણુસ કેરોસીન તેલ જેવા હોય છે ચીગારી તેલમા પડતાજ ભડકો સળગી ઉઠે છે, જેમા તેલ પોતે અને તેની સાથે બીજુ જે હોય તે સર્વ બળી જઇ રાખ થઈ જાય છે તેટલા માટે એ તેલથી અગ્નિને આઘો રાખવાની જેમ જરૂર છે, તેમ નિર્દોષ માણુસોએ કાવત્રાબાજ અને ચુગલીખોર માણુસોથી દૂરજ રહેવાની જરૂર છે જો તેવા માણુસોથી દૂર રહેવાનુ નજ બને તો તેમની કપટભરેલી વાતો તો સાભળવીજ નહિ અને સાભળવીજ પડે તો તે સાચી માનવી નહિ, ને સાચી જેવી લાગે તોય તેને જૂઠી સમજવી, અને તે ઉપર અમલ કરવા પહેલા ઘણો વખત કહાડીને બીજી તરફનો ખુલાસો મેળવવો તે ખુલાસો સેકડે નવ્વાણુ દાખલા કાવત્રાબાજ માણુસને જૂઠો પાડનારોજ મળશે

---

## કથા ૯૦ મી—લીમડો અને પક્ષીનો માળો

એક લીમડાના ઝાડપર એક પક્ષીએ માળો બાધી ઇડા મેલ્યા હતા લીમડાને આશરે અને તેની ઉપલી ડાળીની છાયા હેઠળ તે સુખ અને નચિંતાઈથી પોતાના માળામા રહેતુ અને મોજમજા કરતું એક દહાડો વટોળિયાનું ભારે તોફાન થયુ, જેના સપાટાથી લીમડો થડમાથી લચકાઈ વાકો વળી ગયો અને તેના આચકાથી પખીનો માળો પણ વિખરાઇ પડચો તેથી દુખ પામી તે પખી, બાપડા આ લીમડાને દોષ દેવા ને ગાળો ભાડવા લાગ્યુ કે–" રે ઘાતકી લીમડા! તે મારૂ સત્યાનાશ વાળ્યુ ! મારો માળો તે વિખેરી નાખ્યો ને

મારા ઈંડા તે ખરાબ કર્યા તારૂ સત્યાનાશ જજો ! ” લીમડે કહ્યું, “ તું મને ફોકટ ગાળો ભાડે છે. મે તારૂં કશુ બગાડયુ નથી. તારૂં બગાડનાર તો વટોળિયો છે તેને તુ દોષ દે. મે તો તને વરસો સુધી આશરો આપી સુખી કર્યું હતું, પણ વટોળિયાએ તારો બગાડ કર્યો તેમા હુ શું કરૂ ? તેણે તારો બગાડ કર્યો છે તેમ મારો પણ કર્યો છે તારા બગાડ માટે હુ દુખી છુ પણ અફસોસ ! મારા બગાડનો તો તુ જરાએ વિચાર કરતુ નથી તારૂ નુકશાન કિંચિતમાત્ર છે પણ મારૂ તો મોટી કિમતનુ છે તેનો કાંઈ પણ વિચાર કર્યા વિના તુ તારાજ રોદણા રડે છે, એ તારૂ નગુણાપણુ છે ”

બોધ–નગુણા માણસને જ્યાસુધી કાંઈ કાંઈ આપ્યા કરશો ત્યા સુધી તેઓ ટાઢા મીઠા રહેશે, પણ જરા ઓછુ પડયુ કે ન અપાયુ એટલે તમારૂ ભુંડુ બોલવાને ચૂકશે નહિ પોતાનુ કાંઈ બગડતા તેનો દોષ તેઓ તમારે માથે મેલશે તમે કાંઈ નુકશાન પામો અને તે કારણે તેમને મદદ આપી શકો નહિ તોપણ તેઓ તમને ગળે પડશે, અને એવુજ કહેશે કે આ તો અમને ડૂબાડે છે ! તમારી કૃપાને તેઓ પોતાનો હક્ક સમજશે અને તેમા જરા પણ ઓછુ પડતા સામો તોબરો ચઢાવશે

## કથા ૯૧મી–ગુલબાસ અને ગુલછડી

એક વાડીમા ગુલબાસ અને ગુલછડીના ઝાડ પાસે પાસે ઉગેલા હતા ગુલબાસને દર સાજે ફૂલ ઉગે, તે પણ સખ્યાબધ અને રંગીલા પણ ગુલછડીને ઘણે મહિને માત્ર એકજ ફૂલ ઉગ્યુ, તે પણ માત્ર એકલા સફેદ રંગનુજ તે માટે પોતાની બહેનપણી ગુલછડીની ઠેકડી કરી ગુલબાસે કહ્યુ, “ બેન ! તમે મારી અડોઅડ ઉગ્યા છો ખરા, પરંતુ મારી પાસે રહેવા જેવી યોગ્યતા તમારામા નથી અત્યારસુધી હુ સેંકડો ફૂલોને જન્મ આપી રહી છુ, ત્યારે તમો તો હમણાજ માત્ર

એક ફૂલની જનેતા થયા છો તમે કેવા ભાગ્યહીણ!" ગુલછડીએ હસીને કહ્યું, "બેન ! ત્યારે તમારી પિછાન કરવાની શક્તિમા ખામી છે ખરૂં છે કે તમે સેંકડો ફૂલોને જન્મ આપી રહ્યા ત્યારે મે માત્ર એકજ ફૂલ ઉત્પન્ન કર્યું છે, પરતુ મારૂ એ એક ફૂલ તમારા તે સેંકડો ફૂલો-ના કરતા વધારે મૂલ્યવાન છે તમારા ફૂલો નાના ને એકજ રાતમા કર માઇ જનારા છે, ત્યારે મારૂ એક ફૂલ પોતામા બબ્બે ને ત્રણ ત્રણ ડઝન ફૂલોનો જથો રાખે છે, અને અઠવાડીયાઓ સુધી પોતાની સુગધ અને ખુબસુરતી ટકાવી શકે છે મારા ફુલોને જ્યારે લોકો પૈસા ખરચીને ખરીદે છે, ત્યારે તમારા ફુલને માટે કોઇ ફૂટી બદામ પણ આપતુ નથી કહો ત્યારે આપણ બેમાથી સરસ ફૂલ કોના ? '

બોધ–ઘણા છોકરા જણવામાજ કાંઇ મોટાઇ અને સુખ નથી છોકરા ઘણા હોય પણ તે જો નબળા અને અજ્ઞાન હોય તો નિરુપ-યોગી છે એક અથવા બે છોકરા હોય પણ તેઓ જો જોરાવર, વિદ્વાન અને નીતિમાન હોય, તો ખરેખર તેમનાજ માબાપ ભાગ્યશાળી ગણાવા જોઇએ માત્ર બચ્ચાનેજ નહિ, પણ હરેક વસ્તુને તેમજ પુસ્તકોને પણ આ કથાનો બોધ લાગુ પડે છે વસ્તુ તથા પુસ્તક વગેરેની મહત્તા તેમની સખ્યા ઉપર નહિ પણ તેમના ગુણ તથા ઉપયોગિતા ઉપર આધાર રાખે છે

## કથા ૯૨ મી–લબકરણ ગધેડો

એક ગધેડો ગામને પાદરે ચરતો ચરતો ભુંકતો હતો ત્યા રમતા ખેડુતના છોકરાઓએ તેને "લબકરણ" ( લાબા કાનવાળો ) કહી ચીડાવ્યો ગધેડો તેથી દુ ખી અને ક્રોધાયમાન થયો અને પોતાની ફજેતીનુ મૂળ પોતાના લાબા કાનો છે એમ સમજી તેણે તે કાનોને અર્ધોઅર્ધ કપાવી નાખ્યા પેલા રમતિયાળ છોકરાઓને આ સોગ

જોઈ વધારે રમુજ મળી અને તેઓ આ ગધેડાને “ અર્ધકરણ ” કહી તેની ઠેકડી કરવા મંડયા. ગધેડો તેથી વધારે ચીડાયો ને પોતાના હરીફ છોકરાઓને નિષ્ફળ કરવાના વિચારથી પોતાના બંને કાનો સમૂળા કપાવી આવ્યો છોકરા તે છોકરા ! રમતિયાળ ને હઠીલા ! તે આ જોઈ નરમ પડયા નહિ અને વધારે ઉલટથી તેને ખીજવવા લાગ્યા કે “ ગધેડો બુચો. ” ગધેડે જોયુ કે આ તો ખોટુ થઇ ગયુ અને ફજેતી વિશેષ થાય છે, તેથી પોતાની ખોડ છુપાવવાને બળદના શિંગડા મેળવી તેમને પોતાના બંને કાનોની જગાએ ખોસી, જાણે કેવોએક જય મેળવ્યો હોય તેમ પાછો તે છોકરાઓ વચ્ચે હાજર થયો છોકરાઓ આ કૌતુક જોતાજ પેટ પકડીને હસ્યા અને ગધેડાને “ગધેસિંગ” કહી નવેસરથી ચીડવવા મંડયા મૂર્ખ બિચારો ગધેડો ! હવે તદ્દન નિરાશ થયો, અને પોતાના કામની મૂર્ખાઈ જોઈ પોતાની ભૂલ સુધારવા માટે પોતાના ખોએલા કાનો પાછા તેની જગાએ ગોઠવવાનો મનસુબો કર્યો, પણ તેનાથી તેમ બની શકયુ નહિ, અર્થાત્ આ મૂર્ખ અને ચીડાઉ ગધેડો પોતાના કાનો ખોઇ સદાનો બુચો અને બેડોળ થઇ બેઠો

બોધ–હરકોઈ માણસના કામ તથા દેખાવ માટે લોકો જેમ ગમે તેમ ટીકા કરે છે, તે ટીકા કરવામા તેઓ વિચાર અને ચોકસી નહિ, પણ લાગણી અને ફાટાથી દોરાય છે માટે તેમની અયોગ્ય ટીકાથી જોરવાઇને, આપણા વાજબી કામો તથા દેખાવો છોડી દેવા નહિ તે છોડી દેવાથી આપણી નબળાઈ ઉઘાડી પડે છે અને આપણા કામો બગડી નુકશાન થાય છે જે માણસો મૂર્ખ અને ઉશ્કેરાઇ જાય તેવા હોય છે, તેઓ લોકવાયકાથી જરા જરામા ચીડાઇ જાય છે, પણ લોકો તેથી પોતાની ટીકા બંધ ન કરતા ઉલટા વધારે જોશથી અને નવી નવી રીતે પજવે છે, જેથી બાપડા એવા માણસો વધારેના વધારે દુખી થતા જાય છે અને તેઓ જાહેર તથા મોટા કામો કરવાને લાયક થઈ શકતા નથી

## કથા ૯૩ મી—નવો વાઘ અને જૂનો શિયાળ

એક જંગલનો જોરાવર વાઘ મરી જવાથી બીજા જંગલી પ્રાણીઓ નિડર થઈ, ગમે તેમ મસ્તી તોફાન કરવા લાગ્યા તેઓમા એક શિયાળ બહુ જૂનો અને બાહોશ હતો તે ત્યા કરતોકારવતો થઇ પડયો એટલામા એક નાની ઉમ્મરનો નવો વાઘ તે જગાએ આવી ચડયો, એવા હેતુથી કે તે જગાનો મુખી પોતે થઈ બેસે સર્વ પ્રાણીઓ તેનાથી પોતાની સગવડમા ભંગ પડવાનો સંભવ માની ચિંતાતુર થયા, પણ પેલા જૂના શિયાળે તેઓને સલાહ આપી કે “ આ નવો આવેલો વાઘ નાની ઉમરનો અને દુનિયાના કાવાદાવાથી અજાણ્યો છે, તેને બનાવી કહાડવાને વાર શી ? તમે જો મારે આધારે રહી મારા કહ્યા પ્રમાણે કરશો તો હુ એને નીચો પાડતા વાર લગાડીશ નહિ ” બધા પ્રાણીઓ શિયાળની આજ્ઞા પ્રમાણે ચાલવાને કબૂલ થયા, જે ઉપરથી તેણે એવો ઉપાય તેમને બતાવ્યો કે “તમો સર્વ એકઠા થઈ મહાજન બનીને નવા વાઘની પાસે જાઓ અને તેનો આદરસત્કાર કરી આ પ્રમાણે કહોઃ—‘રાજાસાહેબ ! અમે તમારી સત્તાને માન આપવાને તૈયાર છીએ, પરંતુ અમારા જંગલનો શિરસ્તો એવો છે કે જે કોઇ નવો રાજા આવે, તેણે અમારો જે એક માન પામેલો પવિત્ર શિયાળ છે તેની પાસે પ્રથમ જઇ સાષ્ટાંગ નમસ્કાર કરવા, તેને મોટી ભેટ અર્પણ કરવી અને રાજ્યાસનપર બિરાજ્યા પછી પણ તેની સલાહ લઈને જ રાજ્યવહિવટ ચલાવવો, ને પોતે જે કંઇ શિકારો લાવે તેમાથી અર્ધો હિસ્સો તેને આપવો ’ તમારે મોઢેથી એવી વાત સાભળી નવો વાઘ મારાથી સર્વદા બીતો રહી મારા કહ્યા પ્રમાણે રાજ—અમલ ચલાવશે, એટલે પછી હુ તેને હાથે તમારૂ ભુંડુ થવા દઇશ નહિ ” શિયાળની સલાહ પ્રમાણે સર્વ પ્રાણીઓ નવા વાઘ પાસે ગયા ને ઉપર પ્રમાણે વાત કરી વાઘે વાત સઘળી સાચી માની, કેમકે દુનિયાના પ્રપંચોથી તે તદ્દન અજાણ્યો હતો, તે તરતજ તેઓ જોડે શિયાળ પાસે આવ્યો

અને તેને નમી ભેટ ચઢાવીને તેની આજ્ઞા પ્રમાણે રાજ્યાસનપર બેઠો પરિણામ એ નીપજ્યુ કે વાઘનું રાજ ત્યા માત્ર નામનુ જ રહ્યુ, અને શિયાળના હાથમા તે ગુલામ જેવો થઇ પડયો અને સઘળા કામો શિયાળનીજ ઇચ્છા મુજબ થવા લાગ્યા

**બોધ**—જુવાન અથવા નવા માણસ કરતા વૃદ્ધ અથવા જૂનું માણસ, પોતાના લાબા વખતના અનુભવ અને લાગવગને લીધે વધારે સારૂ કામ બજાવી શકે છે માટે વૃદ્ધ માણસોનુ કહેવુ માનવાથી તથા તેમને મોટાઇ આપવાથી લાભ થાય છે, પણ શિયાળની પેઠે સ્વાર્થી માણસ હોય તેઓ પોતાનો સ્વાર્થ પણ કહાડી લે છે અને સામાના ખરા હક્ક પણ ખોવરાવે છે, માટે તેવાથી જુવાનોએ ચેતતા રહેવુ જોઇએ

## કથા ૯૪ મી—સૂરજમુખી ફૂલ અને સૂર્યનું આકર્ષણ

સૂરજમુખી ફૂલને, જે દિશાએ સૂર્ય ફરે તે દિશાએ પોતાનુ મુખ ફેરવતું જોઇ એક માળીએ પૂછયુ, "મનમોહક ફૂલ! તુ શા માટે સૂર્ય તરફજ તારૂ મુખ ફેરવ્યા કરે છે? બેદરકાર સૂર્ય પોતે તો તને કશું માન આપતો નથી? તો તુ પણ તેના તરફની પ્રીતિ છોડી દે તો કેવુ?" સૂરજમુખી ફૂલે ખુલાસો કર્યો, "માળી! હુ પોતે મારી મરજીથી સૂર્ય ભણી ખેચાતુ અથવા મારૂ મુખ ફેરવતુ નથી ઉલટું સૂર્ય પોતેજ મને પોતાના ભણી ખેચે છે, અને હુ તેના ભણી કેમ ફરૂ છુ તેનું ભાન પણ મને નથી"

**બોધ**—પ્રીતિ ખરી હોય છે તેમા એક બીજા તરફથી બદલો મળવાની લાલચ હોતી નથી. હલકા માણસો ઉપલા માળીની પેઠે ખોટો ઉપદેશ આપીને તે પ્રીતિ તોડાવવા મથે છે પણ તેમનું સાભળવું જોઈએ નહિ.

## કથા ૯૫ મી—નાગની કાંચળી પહેરી નીકળેલો સાપ

એક નાગે* પોતાની જૂની કાચળી ઉતારી નાખી હતી, તે એક સાપના હાથમા આવી તે પહેરીને તે પોતાને નાગ બનેલો સમજ્યો અને નાગપાચમને દહાડે તેણે માણસો વચ્ચે ખુલ્લો દેખાવ દીધો માણસો પહેલા તો તેને નાગ સમજી ઠગાયા, પણ તેઓએ તેની ફેણના દર્શન લેવા માગ્યા, તો તે આપી શકયો નહિ તેથી તેઓની ખાત્રી થઇ કે, આ કોઇ નાગ નથી પણ નાગની કાચળી પહેરી આવેલો વેશધારી સાપ છે તેઓએ તેથી તેને કશી ભોગસામગ્રી નહિ આપતા ડગોરાવડે તેનો પ્રાણ લીધો

બોધ–વેશધારી માણસ થોડો વખત કદાચ ફાવશે, પણ અતે ઉઘાડો પડશે મોટાના નામ અને વેશ તે ગમે એવા ધારણ કરે, પણ મોટાના ગુણ ધારણ કર્યા વગર મોટાને મળતા હકકો અને લાભો તેને પ્રાપ્ત થતા નથી, અને પોતાનો ધારણ કીધેલો વેશ ઉઘાડો પડતા તે ફજેત થાય છે અને પોતાની અસલ સ્થિતિમા જે કાંઇ મેળવતો હોય તે પણ ખોઇ દે છે માણસોએ તેટલા માટે વેશધારી થવુ નહિ

## કથા ૯૬ મી—મરઘી, ઈંડાં અને સેવન

એક મરઘીએ કેટલાક ઈંડા મેલેલા હતા એ ઇંડાને સેવવાના કામમાથી છૂટવા માટે, તે ઈંડા તેણે એક બીજી મરઘી, જે પોતાના ઇંડા સેવવાની તૈયારીમા હતી, તેને આપ્યા અને કહ્યુ “ બેન ! તમે સેવન કરવા બેસો છો, તો લ્યો, સાથેલાગા એટલા મારા ઇંડા પણ સેવજો અને એના જે બચ્ચા નીકળે તે સહિસલામત મારે હવાલે કરજો તમારી મહેનત માટે હુ તમારો મોટો આભાર માનીશ અને જરૂરની વેળા તમારૂ કામ કરીશ ” સેવવા બેસનારી મરઘીએ તેની વિનતિ

* નાગ મોટો હોય છે અને સાપ પાતળો તથા નાનો હોય છે

ખુશીથી સ્વીકારી અને પોતાના ઇંડા સાથે તેના ઇડા પણ સેવન કરવા માડયા. તે સર્વ ઇડામાથી જ્યારે બચ્ચા નીકળ્યા, ત્યારે તેમને પોતાની સાથે લઇ તે ફરવા લાગી તે એમજ સમજી કે આ સઘળા મારાજ બચ્ચા છે, અને સઘળા બચ્ચા પણ તેને પોતાની મા સમજી તેનેજ પડખે ફરતા ને ચરતા રહ્યા થોડા દહાડા ગયા કેડે પેલી મરઘીએ આવીને પોતાના બચ્ચા પોતાને હવાલે કરવાની વિનતિ કરી, પણ આ મરઘી ના પાડીને બોલી! "બેન, બચ્ચા શું ને વાત શુ? સઘળા બચ્ચા મારાજ સેવેલા છે અને મારા પોતાનાજ છે જો તમોને એમ લાગતુ હોય કે, એમા તમારા પણ બચ્ચા છે, તો તેમને લઇ જુઓ" આ સાભળી પેલી મરઘી ગભરાટમા પડી અને ત્યા જે સઘળા બચ્ચા ફરતા હતા તેઓમાથી પોતાના બચ્ચાને લેવા ગઇ, પણ તેઓ તેને જોતાજ તુચ્છકાર સાથે નાસીને સેવન કરનારી મરઘીની પાખમા જઇ ભરાયા. આથી પેલી મરઘીએ તેને આધારે પોતાની દાવાદાર મરઘીનો દાવો ખોટો પાડી, તેને મારીને હાકી મેલી

બોધ–જે કામ આપણે પોતેજ કરવા જેવુ હોય, તે બીજાને સોપવુ નહિ બીજાને સોપ્યાથી તે કામનો જે ખરો લાભ તે તેનેજ મળશે વળી આપણુ જે કાઇ દૈવત હોય તે પણ બનતાસુધી આપણી પાસેજ સાચવી રાખવુ, બીજાને સાચવવા આપવુ નહિ, કેમકે ઘણું કરી તે ઉપર તેની દાનત બગડશે અને તેનો ધણી તે પોતે થઈ બેસશે. આપણા બચ્ચાકચ્ચાને પણ આપણેજ આપણી નજર આગળ રાખીને ઉછેરવા જોઇએ બચ્ચા તરફના સ્વાભાવિક પ્યારને લીધે સામાન્ય રીતે તો માબાપો તેમને પોતાથી વીલા મેલતા નથી, પણ કોઇક માબાપો બચ્ચાના બચપણના કંટાળાથી અધીરા બની તેમને બીજાને હસ્તક સોપે એવા પણ મૂર્ખ હોય છે, પણ જેઓ એવી મૂર્ખાઇ કરે છે તેઓ તેમના બચપણના લાડની મોજ તેમ મોટપણની મદદ બંને ગુમાવે છે



## કથા ૯૭ મી—ડુમ્બો* અને તેના મિત્ર

એક ડુમ્બો, વરૂ, શિયાળ અને કૂતરો, આ ચારે વચ્ચે દૈવયોગે ઘાડી મિત્રાચારી બંધાઈ હતી તેઓ સાથેના સાથે ફરે, સાથે ખાય પીએ અને રાતે સુવે પણ સાથેજ, પણ એઓમાના ડુમ્બાના પૂછડાના થડમા ચરબીનુ મોટુ થારૂ બાઝેલુ હતુ, તેનાપર તેના એક મિત્ર શિયાળની દાનત બગડી તે ઉપરથી તેણે બીજા બે મિત્રો વરૂ અને કૂતરાને ધીરેથી કહ્યુ “ ભાઇ ! તમે કેટલા અસાવધ છો ? આપણો મિત્ર ડુમ્બો પોતાની પીઠ પાછળ ચરબીનું મોટુ મસ થાળુ ખુલ્લુ દેખાતુ રાખીને ફરે છે, તે ઉપર અજબ છે કે તમારૂ મન તલપતુ નથી, અને જો તલપતુ હશે તો તમો તે મારાથી છુપાવો છો તમો એ ચરબીની મજાહ શુ સમજો છો ? મને ખબર છે કે એ ચરબી મેળવવા માટે તો માણસો મોટી મોટી કિંમત આપે છે અને હુ માનું છુ કે જો આપણે એ ખાઇએ તો એક હજાર શિકાર મારી ખાવાના જેટલો ધરવ આપણને મળે તો એ લાગ આપણે શામાટે ભૂલવો ? કેમ, તમો મારી સાથે મળતા થાઓ છોને ? ”

વરૂએ ઉત્તર વાળ્યો, “ તેમા શો સંદેહ ? હુ પણ ઘણા દહાડાનો એજ વિચારમા છુ અને એ ચરબી જોઇ મારો જીવ બળ્યા કરે છે, પણ ડુમ્બો આપણો ઇષ્ટ મિત્ર થાય છે, તેને મારવાથી રખે પાપ લાગે તેની મને ચિંતા થાય છે જો આપણા શાણા અને શોખીન મિત્ર ભાઈ કૂતરાજી પણ આપણી સાથે એકમત થાય તો મને વાંધો નથી ” કૂતરે તરતજ સંમતિ આપી કે “ ભલા કામમા ઢીલ કેવી ? એવો હૃષ્ટપુષ્ટ શિકાર ફરી ફરી કયા મળવાનો છે ? પણ મોટી અડચણ એ છે કે ડુમ્બાની ચરબી કેવે બહાને આપણે મેળવવી ? ” શિયાળે છાતીએ હાથ દેવાડયો કે “તેની ચિંતા કરવી નહિ બહાનું ઉભુ કરવાનું અને

* ડુમ્બો જનાવર કેટલાકોએ નહિ જોયુ હોય તે બરાબર ઘેટાના જેવુ જ હોય છે પણ તેના પૂછડા તરફ એક મોટી કોથળી લટકતી હોય છે

ડુમ્બાને ફસાવવાનુ કામ મારૂ છે તમે મને સમતિ આપી એટલે બસ " એટલામા ડુમ્બો જે બહાર ગયો હતો તે આવી પહોચ્યો અને બોલ્યો, "એકલા એકલાજ કઇ મોટી રાજખટપટમા રોકાયલા દીસો છો, મિત્રો ! મને કહો તો ખરા ! " શિયાળે હસીને કહ્યુ " વહાલા મિત્ર ! અમે જે વાત કરીશુ તે તનેજ નહિ કહીએ ? એમ કઈ બને ? અમારી વાત એટલીજ છે કે કેટલાક દહાડા થયા આપણને શિકારના વાખા અને ખાવાના ફાફા પડે છે, તો તે મેળવવા માટે કઇ નવો રસ્તો શોધી કહાડવો, તે માટે મે એવી યોજના ઘડી છે કે પડોશના ગામમા આવતી પૂનમે શ્રીમહાદેવજીની મહાયાત્રા ભરાવાની છે ત્યા આપણે જવું યાત્રામા હજારો લોક આવશે અને ત્યા ઢોરઢાખરનો મેળાવડો પણ પુષ્કળ થશે તેમાથી આપણે ચાહીએ એટલા શિકારો મેળવી પેટપૂરતુ જમી લઇશુ " ડુમ્બાએ ખુશી થઈ આ યોજના માટે મિત્ર શિયાળને શાબાશી આપી અને ચારે મિત્રો એકદમ જાત્રા-વાળી જગા તરફ ઉઠાગરી કરી ચાલ્યા, પણ ત્યા સત્તાવાળાઓની ચોકસી પુરતી હોવાથી તેઓ કાઇજ ખાવાનું મેળવી શકયા નહિ અને પાસેની એક ધીચ ઝાડીમા ધામા નાખી પડયા અહી શિયાળે વરૂ તથા કૂતરાને આખની ઈશારત કરી ડુમ્બાનો ઘાટ ઘડવાનુ મ ડાણ કર્યું પોતાની આખના ડોળા ઉચા ચઢાવી હુલુ ટુટલુ થયું હોય તેવો ઢોંગ કરી તે જમીનપર આળોટી પડયુ અને પછી લથડતા અવાજે બોલ્યુ, " મિત્રો ! મારી આખે ચક્કર આવે છે હવે મારૂં મોત છેક પાસે છે તેથી હુ જો મરી જાઉ તો મારૂ બોલ્યુ ચાલ્યુ ક્ષમા કરજો. ઘણા દહાડાના ભૂખમરાથી, થાકથી અને નિરાશાથી મારી આ દશા થઇ છે. જો મને કાઇ પુષ્ટિકારક ખોરાક મળ્યો હોત તો એમ ન થાત ખેર, મારૂ ભાગ્ય !-"

આ સાભળી સઘળા મિત્રો ગભરાયા અને કૂતરો તો પોકેપોક રડીને બોલ્યો, " હાય ! હવે શુ કરૂ ! જો મારૂ માસ ખપતું હોત તો

મારા જીવના ભોગે પણ તે ખવાડીને શિયાળભાઇને જીવાડત " વરૂએ માથુ કૂટી કહ્યુ " અને હુ પણ તેમ કરત, પરતુ મારૂ માસ પણ એમને ખપે એવુ નથી, પણ તેની ચિતા નહિ આપણે નિરાશ શા માટે થઇએ ? આપણા ભલા મિત્ર ડુમ્બાજીની પીઠપર આ ચરબીનું થારૂ તૈયાર છે ચરબી તેમા જોઇએ એટલી છે તે પુષ્ટિકારક પણ ઘણી છે તો શામાટે આપણે અડીભીડીની વેળા તેનો લાભ ન લેવો ? " ડુમ્બો ધ્રૂજતો અને કાપતો બોલ્યો, " ખરી વાત મિત્રો, મારા મિત્રને માટે મારી ચરબી આપવાને હુ ખુશી થાત, પરતુ તે આપતા મારો જીવ જશે, અને હુ નથી માનતો કે એક મિત્રનો જીવ બચાવવા માટે બીજા મિત્રનો ભોગ લેવાને તમે પસદ કરશો ' ' વરૂએ ક્રોધાયમાન થઇ એનો ઉત્તર વાળ્યો, " ડુમ્બાજી ! આમ બોલી મિત્રની જીદગી બચાવવાની ફરજથી તમે છટકવા માગો છો, તે વાસ્તવિક નથી તમો મરી જાઓ યા નહિ તે જૂદો સવાલ છે, પણ પહેલા આ મરવા પડેલા મિત્રનો જીવ તો આપણે બચાવવોજ જોઈએ " એમ કહેતાજ તેણે પોતાનો પજો મારી ડુમ્બાનુ ચરબીનુ થારૂ ચીરી નાખ્યુ બીજી બાજુથી કૂતરે તેનો ટોટો પીસ્યો અને ત્રીજી ગમથી શિયાળે ઉઠી તેના પેટમા બચકુ ભર્યું ત્રણે મળી તેનો જીવ લઈ તેના ચરબી, માસ અને લોહી સર્વે હજમ કરી ગયા

બોધ–લુચ્ચા, ઠગારા તથા ઘાતકીઓની સગત અને દોસ્તી કદિ કરવી નહિ તેઓ બહારથી આપણા તરફ મરૂપડુ થતા દેખાશે, પણ તેમની છુપી નેમ આપણને ફોલી ખાવાનીજ રહેશે તરેહવાર બહાને પટાવી ફોસલાવીને તેઓ આપણા પૈસા, વસ્તુ વગેરે લેતા રહેશે અને તેમા ન ફાવ્યા તો ધમકી ધાધલ દેખાડીને તથા જારતી વાપરીને પણ તે લેશેજ તમની માઠી સગતને લીધે આપણા સગાવહાલા તથા સારા મિત્રો આપણાથી વેગળા જશે અને છેવટે આપણે એવા પાયમાલ થઇશુ કે તે પાયમાલીથી છૂટવાનો ઉપાય પણ હાથ લાગશે નહિ અને કદાચ તેમા આપણે જીવ પણ ખોવો પડશે

---

## કથા ૯૮ મી–સસલાના બાપનું શ્રાદ્ધ

એક વગડામા સસલાનુ એક ટોળુ રહેતુ હતુ તેનો મુખી એક મોટો સસલો હતો તેના બાપનું શ્રાદ્ધ આવ્યુ તેને માટે તેણે વગડાના સર્વ પ્રાણીઓને જમવા નોતર્યા અને પોતાને હસ્તકના સસલામાથી થોડાક-ને મારી નાખી તેમનુ માસ તેઓને જમાડયુ તે ભોજન તેમને બહુ સ્વાદિષ્ટ લાગ્યું અને તે સસલાના વખાણ કરી તેઓ બોલ્યા, "સસ-લાજી ! ધન્ય છે તમારી છાતીને ! છો તો તમો નાના પ્રાણી, પણ જીવ તો તમારો બહુ દુલ્લો એવી નામના તો તમારાથીજ થાય હો! તમે કુળદીપક, પોતાના પરાક્રમી પિતાનું તમે નામ રાખ્યું તમારા પિતાશ્રીનો આત્મા તમારા આ કામથી સ્વર્ગમા પરમ આનદ પામી રહેશે " ઇત્યાદિ સસલાભાઇ આથી કુલણજી બની ગયા અને બીજા પણ કેટલાક સસલા મારી ખવાડી, પેલા ભોજનિયાઓને ખૂબ રાજી કર્યા તેઓએ તે ઉપરથી ફરી તેની સ્તુતિના ગીતો ગાયા અને સસલા ભાઈએ વળી બીજા સસલા મારી તેમને જમાડયા એ પ્રમાણે કરતા છેવટ સઘળા ખલાસ થઈ ગયા અને સસલાભાઈ પોતાની જાતમા પોતે એકલા અટુલાજ રહી ગયા. શ્રાદ્ધ વીતીને સઘળા પ્રાણીઓ પોત-પોતાને ઘેર નીકળી ચાલ્યા પછી, સસલાની શુદ્ધિ ઉઘડી કે ખાઘરા ઓની મીઠી બોલીથી કુલાઇ મે સઘળુ દૈવત ફોકટ ખપાવી દીધુ અને તેમ કરીને મારી સ્થિતિ એવી કગાળ બનાવી છે કે મારી અડીભીડીએ કોઇજ મને કામે લાગનાર મળવાનુ નથી

બોધ–મુવાજીવતાના જરૂરી ખરચો ઉપરાત, જેઓ મોટાઈ દેખાડવા માટે વધુ અને મોટા ખર્ચો કરે છે, તેઓ પોતા પાસેનુ દૈવત ગુમાવી કરજદાર થાય છે પૈસાદાર એવા ખર્ચો કરે તે તેમને પાલવે, પણ તેમનુ જોઇ ગરીબો તણાઈ તૂટે, એ તેમની મૂર્ખાઇ છે કેટલાકો સમજી શકે છે કે, અમુક ખર્ચ કરવાની જરૂર નથી, તોપણ લોકો સારૂ બોલે છે અથવા બોલશે, તેટલા માટેજ તેઓ તેવા ખર્ચ આંખ

મીચીને કરે છે તેમ કર્યાથી તેઓની નાણાંસબંધી સ્થિતિ માઠી થઇ છેવટ કરજદાર બને છે, પણ તે માટે તેઓ પોતેજ ઠપકાને પાત્ર છે સંસારી તેમજ ધર્મસંબંધી ખર્ચો કરવામા સરળ માર્ગ એ છે કે "સોડ પ્રમાણેજ સાથરો કરવો"

## કથા ૯૯ મી–વાંઝણી કાગડી અને કોયલનાં બચ્ચાં

એક કાગડી વાઝણી હતી તેને બચ્ચાના ઘણા કોડ હતા ઘરડી થવા આવી ત્યાસુધી બચ્ચા થયાજ નહિ, ત્યારે નિરાશ થઇ અને કોઈ બીજા પક્ષીના બચ્ચા મેળવી પોતાની ગરજ સારવાનો નિશ્ચય કર્યો એક માળામા કોયલે ઇડા મૂકેલા હતા, તે ગુપચુપ ઉઠાવી લાવી તેપર સેવવા બેસીને તેણે બચ્ચા ઉત્પન્ન કર્યા તે બચ્ચાને પોતાનાજ ગણી તેણે બહુ માયા અને ઝહેમતથી ઉછેર્યા, પણ જેવી તે બચ્ચાને પાખો આવી કે કાગડીના માળામાથી ગુપચુપ ઉડી નાસી ગયા અને પોતાની કોયલજાતમા જઈ મળ્યા કાગડીએ તેમને નાસી ગયલા જોઇ પોક મૂકી, અને પારકાના બચ્ચાથી પોતાનુ સાર્થક કરવાનો વહેમ છોડી દીધો

બોધ-ઘણીઘણીઆણીને બચ્ચાની હોસ સ્વભાવિક હોય છે જેમને બચ્ચા નથી, તેઓ પોતાને અભાગીયા માને છે વાઝણી બાયડીઓ અવશ્ય કરી બચ્ચાના કોડ રાખે છે અને બચ્ચા જણવા માટે તરેહવાર ખોટા ઉપાયો લે છે તેમા પણ નિષ્ફળ થતા તેઓ બીજાના બચ્ચાને પોતાના કરી લે છે તે માટે તેઓ પૈસા ખરચવાની પણ કસર કરતા નથી, પરન્તુ તેથી પણ તેમના મનનુ સમાધાન કોઈજ વાર થાય છે પોતાના બચ્ચાના જેવુ સુખ પરાયા બચ્ચાથી કદાચજ તેમને મળે છે. ઘણી વાર તેવા બચ્ચા મોટા થતા છુટા પડે છે અને તેમની પાછળ ખર્ચેલા પૈસા તથા લીધેલી મહેનત પાણીમા જાય છે બચ્ચા વિનાના કમનસીબ માણસો માટે સારો રસ્તો એ છે કે પરમેશ્વરે તેમને જે સ્થિતિમા મેલ્યા છે તેમા તેનો કાઇ ઉંડો હેતુ છે એમ સમજી

પોતાની સતાન વિનાની સ્થિતિ સબુરીથી લઈ ચલાવવી

## કથા ૧૦૦ મી–ચલ્લી, બાયાચલ્લી અને માળો

માળા બાધનારી એક સુદર બાયાચલ્લીએ પોતાને માટે માળો બાધ્યો હતો તે માળાની ઉત્તમ રચના, બારીક ગુથણ, તથા તેમા રહેવા અને ઇડા મેલવાને કીધેલા જૂદા જૂદા ઓરડા વગેરે એક સાધારણ ચલ્લીના જોવામા આવ્યા હવે આ ચલ્લીને એવો માળો બાધતા નહોતુ આવડતું અને માત્ર ભીતના કોતરમા ઘાસના થોડાક તણખલા મેલી તેને માળો સમજી તેમાજ રહેવાનુ તથા ઈડા મેલવાનું તણી સમજતી હતી. તેથી સદરહુ સુદર માળો જોઈ તેણી છક થઇ ગઇ અને પોતાના મન સાથે બોલી, " આ તે ખરેખરો માળો ! શી એની રચના, ગુથણી અને શોભા ! અભાગિયો મારો માળો કેવો કગાળ, નબળો અને નકામો ! હુ પણ ત્યારેજ ખરી કે તત્કાળ તેને ભાગી તો નાખુ અને આ માળાના જેવો કિમતી માળો બનાવી તેમા રહુ, કે જેથી હુ પણ ઉચી જાતની બાયાચલ્લીમા ખપુ અને તેના જેવા સુખવૈભવ પામુ " એમ વિચાર કરીને તેણે તત્કાળ પોતાનો માળો ભાગી તોડી નાખ્યો તેને બદલે ઉપલાના સરખો નવો માળો તેણીએ બાધવા માડયો, પણ તે બાધતા આવડતુ ન હોવાથી તેણી ફાફા મારી થાકીને બેઠી. તેથી તેણીને બેવડુ દુખ થયુ, એક દુખ આ માળો બાધવામા નિષ્ફળતા મળી તેનુ, અને બીજુ પોતાનો માળો જતો રહ્યો તેનુ

બોધ–" શ્રીમતની હવેલી જોઈ ગરીબે પોતાની ઝુપડી તોડી પાડવી નહિ " તોડી પાડે તો રખડી મરે ઘર અથવા રહેઠાણનીજ બાબતમા નહિ,પણ બીજી કોઈ પણ બાબતમા આ ધડો લાગુ પડે છે એક માણસ પોતાના પૈસાના બળથી મોટો દેખાવ કરે, તે જોઇ ગરીબનુ મન પણ તેમ કરવાને લલચાય છે, પણ ગરીબે વિચાર કરવો જોઈએ કે તેવો દેખાવ કરવાની શક્તિ મારામા છે કે નહિ.

## કથા ૧૦૧ મી—સર્પ અને ઝાડ

એક ઝાડના થડમા કોતર પડેલુ હતુ. તેમા એક સર્પે રહેઠાણ કર્યું તે બહુ કરડકણો હોવાથી ઝાડ પાસે રહી પસાર થતા માણુસોને વારવાર ડખ્યા કરતો તેથી ત્રાસ વર્તી રહ્યો અને લોકોને તે જગાએથી પસાર થવું ભયભરેલુ થઇ પડ્યુ તેઓએ તેટલા માટે ઠરાવ કર્યો કે આ સર્પને મારી નાખવો; પણ સર્પ ચતુર હોવાથી કોતરમા એવી રીતે ભરાઈ બેસે કે કોઇના હાથમા ન આવે તેથી નિરુપાય થઈ, છેવટે તેઓએ તે ઝાડનેજ થડમાથી કાપી નાખીને પીડા પતાવી

બોધ—ભુડાની સગતમા તો નહિજ, પણ તેમની પડોસમા પણ નહિ રહેવુ, કેમકે ભુડુ માણુસ પોતાની ભુડાઇ કર્યા વિના રહેતુ નથી અને તેની ભુડાઈના છાટા, તેની સાથે કોઇ ભલુ માણુસ રહેતુ હોય તેને પણ ઉડે છે એવુ પણ બને છે કે ભુડુ માણુસ છટકી જઈ, તેની ભુડાઇની સજા તેના ભલા સાથી ઉપરજ આવી પડે છે.

## કથા ૧૦૨ મી—લડાઈમાં ગયલા ઘોડા અને ગધેડા

એક સમયે બે રાજ્યો વચ્ચે લડાઈ જાગી તેમા ઘોડા તેમજ ગધેડા પણ ગયા હતા ઘોડા સવારોને ઉઠાવી રણસગ્રામમા લડવા માટે અને ગધેડા લડાઈનો સામાન ઉઠાવવાનું વહિતરૂ કરવા માટે ઘોડા જ્યારે રણભૂમિમા સવારોને લઇ હથિયારોની ચકાચકી વચ્ચે જીવનો જોખમ ખેડતા, ત્યારે ગધેડા માત્ર છાવણીમા નિરાતે પડી વખત ગાળતા હતા લડાઇ પૂરી થયા પછી જીતેલુ લશ્કર જયના ગીત ગાતુ સ્વદેશ પાછુ આવ્યુ, ત્યારે ઘોડા પોતાના સાહસ માટે કશુ બોલ્યા નહિ, પણ ગધેડાઓ મોટી બડાઈ લઇ કહેવા લાગ્યા કે "ધન્યવાદ અમોને! અમો લડાઈ જીતી આવ્યા છીએ!" એક અનુભવી માણુસે તેમને પૂછ્યુ, "ભલે ભાઇ ભલે! પણ કૃપા કરી જણાવશો કે રણભૂમિ કેવી હતી અને હ-

થીઆરો કેમ ઉછર્યા હતા? વળી તમારા સવાર કોણ હતા? લડાઈ કરતા તમારામાના કેટલા માર્યા ગયા અને કેટલા ઘાયલ થયા?" આ-માના એકે પ્રશ્નનો ઉત્તર ગધેડા દઈ શક્યા નહિ અને તેથી તેમનુ પોકળ ઉઘાડુ પડીને તેમની હાસી થઈ

બોધ—મોટા કામો મોટા પુરુષો બજાવે છે તેમા ઉપલગ કામો કરવાને નાના માણસોને પણ ઉપયોગમા લેવા પડે છે, પણ ઘણાખરા નાના માણસો એવા મૂઢ મતિના હોય છે કે તે કામો પોતે બજાવ્યા એવી ગપ લગાવે છે, અને મોટા પુરુષોને તેની કીર્તિ લેવાનો વાજબી હક્ક હોવા છતા તેઓ પોતાને મોઢે ક્વચિતજ તે વિષે શબ્દ કાઢે છે જે હલકા માણસો એવી ખોટી બડાઈ હાકે છે, તેઓ થોડા વખત ફાવે છે; પરતુ તે વિષે જ્યારે તેમની પાસે મુદ્દા માગવામા આવે છે, ત્યારે તેઓ તે બતાવી શકતા નથી અને એ રીતે તેમનુ પોકળ ઉઘાડુ પડી તેઓ લોકની મશ્કરીમા આવે છે જે કામ કરવાને પોતે યોગ્ય નથી અને જે કામ પોતે મજુર કે નોકર તરીકે વગરજોખમે કોઇક બાગનુ બજાવ્યુ હોય તેની કીર્તિનો દાવો રાખવો નહિ ગાડા તળેનુ કૂતરૂ કહે કે હુજ ગાડુ તાણું છુ, તેમ કરવું નહિ

---

## કથા ૧૦૩ મી—બોલતી ઘોર અને ચોરીનો માલ

બે ચોરો એક રાત્રે કોઇના ઘરમા ખાતર પાડી તેમાનો કેટલોક માલ ઉઠાવી નીકળી પડ્યા. માર્ગમા એક ઘોરનો ઓટલો દેખાયો તે પર ચઢી ચોરીનો માલ વહેચી લેવા માટે તેના ભાગ કરવા તેઓ બેઠા તેવામા ઘોરમાથી અચાનક અવાજ નીકળ્યો, "દુષ્ટ માણસો! તમો કેવા પાપી છો? ચોરીનુ કામ કરી, તેની વહેચણી વળી તમે ઘોરની પવિત્ર જગાએ બેસીને કરો છો? તો શુ તમને વિચાર નથી આવતો કે એકવાર તમે પણ મરણ પામીને ઘોરમા દટાશો અને તે વેળા એ ધન-માલ તમારી સાથે આવવાના નથી?" આ સાભળી તેમને બીક લાગી

કે આ કોઇ ભૂતનો અવાજ છે અને તે આ માલ લેવા આવે છે, તેથી તેઓ તે ત્યાનો ત્યાજ પડતો મેલી જીવ લઈ નાસી ગયા તે પછી ત્યા એક બીજો માણસ આવી ચઢયો તેણે આ માલ જોતાજ ઉઠાવી લીધો કે આ તો વગર મહેનતે મારા સુભાગ્યે મને આવ્યો! પણ તે આમ વિચાર કરે છે તેવામાજ ઘોરમાથી ફરી અવાજ આવ્યો કે "હરામખોર! તુ જાણે છે કે આ માલ તારો નથી તે પારકાનો છે, છતા તુ તે લઈ જવા માગે છે તો શુ તુ મોત તથા પાપની સજાથી બીતો નથી?" પેલા માણુસે આશ્ચર્ય પામી ચોતરફ નજર કીધી, પણ કોઇ દેખાયુ નહિ તે ઉપરથી નચિંત થઇ તેણે તે માલનો પોટલો બગલમા માર્યો, અને બોલ્યો "આ માત્ર કલ્પિત અવાજ છે મારે તેનાથી ડરીને મારો લાભ ગુમાવવો ઘટે નહિ એ અવાજ મને મોતની ને પાપની સજાની બીક દેખાડે છે પણ પાપની સજા કોણે જોઇ છે? અને મોત ક્યારે આવશે તે કોણ જાણે છે? મોત આવશે ત્યારની વાત ત્યારે, માટે આ માલવડે હુ તો મોજ કરી લઉ" એમ બોલતા તેણે ઘોરના ઓટલાની સીડી ઉપરથી ઉતરવા માડયુ, પણ એવામા સીડીનુ એક પગથીઉ તે ચુકયો અને તેથી આચકો ખાઇ ઉંધે મસ્તક પડયો અને સીડીના પત્થર લાગ્યાથી તેનુ મસ્તક ફાટી જઇ, ત્યાનો ત્યાજ મરણ પામ્યો અને પેલો માલ જ્યાનો ત્યાજ રહી ગયો

બોધ–કેટલાક લોકો એવા અધમ હોય છે કે માણસો તથા કલ્પિત ભૂતોને નામે ભય પામે છે, પણ મોતની, ધર્મની, કે પાપની સજાની બીક તેઓ રાખતા નથી, તથા તેમને ખોટા માની તેમની ઠેકડી કરે છે દુનિયાની લાલચ તથા સંસારની માયામા તેઓ ધર્મનીતિને ભૂલી જાય છે અને એવુ જ માની બેસે છે કે પાપ કેવુ ને વાત શી? પાપની સજા શી ને પુણ્યનો લાભ કેવો? પણ તેમના એવા પાપી વિચારનો દુખદાયક બદલો, તેમને મોડે વહેલે મળ્યા વગર રહેતોજ નથી તરત વેળા કદાચ તેઓ તેનાથી છટકશે, પણ છેવટે તો બદલો પામશેજ

## કથા ૧૦૪ મી—રાજવંશી ઘોડો અને તેના શત્રુ

એક સિપાઈની ઘોડીને પેટે વછેરો જન્મ્યો હતો તે ગરીબને ઘેર જન્મેલો, પણ જાતે બહુ પાણીવાળો, રૂપાળો અને સરસ ચાલનો હતો ત્યાના રાજાની જાણમા આવતા તેણે તે ખરીદી લઇ પોતાની ખાસ સવારી માટે રાખ્યો. તેના સર્વ ઉચા ગુણો જોઇ, રાજા તેના ઉપર એટલો પ્રસન્ન થયો, કે તેના સિવાય બીજાપર સવારી ન કરે અને હાથીને હોદ્દે પણ ન બેસે રાજાના જાનવરખાનાના પ્રાણીઓમા આથી ઇર્ષ્યા ઉત્પન્ન થઇ અને તેઓએ એ ઘોડાનો ઘાટ ઘડવાનો વિચાર કર્યો. એક દહાડો રાજા જાનવરખાનામા પોતાના ખાસ જાનવરોની તપાસ કરવા આવ્યો, તે તકનો લાભ લઇ તેના હાથીરાજે કહ્યુ "રાજા સલામત ! તમારી કૃપાથી અમે સર્વે આનદમા છીએ, તથાપિ એક વાતનુ અમને મોટુ દુખ છે તમે તમારી સવારી માટે નવો ઘોડો પસદ કરી રાખ્યો છે, ત્યારથી અમ સરખા તમારા રક સેવકો ભણી આખીને જોતાએ નથી, એ અમારા હિણભાગ્યની વાત છે અમે તેની પણ દરકાર કરત નહિ, પણ જ્યારે જોઇએ છીએ કે તે ઘોડો ખરેખર તમ સરખા રાજાની સવારીને યોગ્ય નથી અને તેનાથી તમોને ઘાત થવાની વક્કી છે ત્યારે અમારૂ કાળજુ બળી જાય છે ઘોડાની જાતમા જે ખોડ આવે છે તેઓમાની 'છત્રભગ' નામે મોટી ખોડ એ ઘોડામા છે અને તે ખોડવાળો ઘોડો જેને ત્યા હોય તેની ઘાત થયા વગર રહેતી નથી "

આ વાત સાભળી રાજાના દિલમા ધાસ્તી પેઠી અને આ ઘોડો રાખવો કે નહિ તે વિષે તેનુ મન ઢચુપચુ થયુ તેથી ઘોડાની ખાસિયતો પારખનાર અમલદારને બોલાવી તેનો અભિપ્રાય માગ્યો. તપાસ કરતા અમલદારની તો ખાત્રી થઇ કે ઘોડામા તેવી કશી ખોડ નથી, તોપણ રાજાનુ દિલ તેના ઉપરથી ઉતરી ગયું છે અને રાજાની સવા-

રીના બધા જાનવરો તેની વિરુદ્ધ છે, એમ જાણી તે સર્વની રૂખ રાખવા માટે તેણે રાજાને એવુંજ કહ્યુ કે "એ ઘોડો ખરેખર ખોડિયાળ છે અને તે તમારે રાખવો નહિ ઘટે." રાજાએ તે ઉપરથી તત્કાળ તે ઘોડાનુ લીલામ કરી વેચી નાખવાનો હુકમ કર્યો, પણ તે બાપડાની માઠી સાખ પડયાથી કોઇએ પણ તેની માગણી કરી નહિ છેવટે રાજાએ ફરમાવ્યુ કે કોઇ ગધેડા રાખનારને આ ઘોડો મફત આપી દેવો એટલે તે તેની પીઠપર, ઇટ, માટી, કચરો વગેરે લાદી બીજા ગધેડાઓની પેઠે તેની પાસે વઇતરૂ કરાવશે તે પ્રમાણે આ કમનસીબ ઘોડો, ગધેડાના માલીકને ઘેર અને ગધેડાની સેફમા આવી વઇતરા કરતો થયો।

એક દહાડો કુભાર પોતાના ગધેડાઓ જોડે એ ઘોડાની પીઠપર પણ ઇટો લાદીને રસ્તેથી લઇ જતો હતો, તેવામા એક ચાબુકસવારની નજર તેનાપર પડી પ્રથમ તો તેની કહાણી તેના માલિકને પૂછી તે વાકેફ થયો અને પછી તે ઘોડાની તપાસ કરી તેમા તેને વગર ખોડનો, તથા સર્વ ગુણસપન્ન જોઇ મોમાગ્યુ દામ આપીને ખરીદી લીધો પોતાને ઘેર લાવી તેણે થોડા દહાડા સુધી તેને સરસ ચારો ચાદી ખવાડી તેની અચ્છી સેવાચાકરી કરી ત્યાર કેડે તેપર સવાર થઈ પાડોશના બીજા રાજ્યમા તે ગયો અને ત્યાના મહારાજાને તે ઘોડો દેખાડયો મહારાજા ઘોડાનો શોખીન તેમજ સારા નરસા ઘોડાની પરીક્ષા કરનારો હતો તેણે આ ઘોડો સર્વ પ્રકારે રાજસવારીને લાયકનો જોઇ બહુ મોટી કિમત આપીને ચાબુકસવાર પાસેથી તે ખરીદો અને પોતાની ખાસ સવારી માટે રાખ્યો કેટલીક મુદત પછી સજોગ એવો બન્યો કે આ ઘોડાનો અસલ માલિક પેલો રાજા, જેણે તેની અવગણના કરી હતી, તે આ મહારાજાને ત્યા પરોણો આવ્યો તેની નજર તે ઘોડાપર ગઇ તે ઉપરથી મહારાજાને તેણે કહ્યુ, "આ ઘોડો પ્રથમ મારી સવારીમા હતો, પરતુ એની ખોડ જાણવામા આવ્યાથી

મે એને કહાડી મૂકુયો હતો ” એમ કહી બનેલી સઘળી વાત તેને જણાવી મહારાજાએ તેના ઉત્તરમા કહ્યુ, “ ખચીત તે કામ તમોએ અવિચારી અને ઘાતકી કીધુ ઘોડાના ગુણદોષ પારખવાની આવડત મને છે અને મારી પાસે અશ્વપરીક્ષકો પણ અનેક છે મે અને તેઓએ આ ઘોડાને વગર ખોડનો અને સર્વગુણસપન્ન જોયો, તેથીજ મોટી કિમતે મે તેને ખરીદ્યો હતો વળી એ ઘોડો આવ્યા પછી અમારા રાજ્યની સત્તા, વસ્તી, વિસ્તાર અને આવકમા વધારો થયો છે, તથા મારા શત્રુ રાજાઓ સાથે લડાઇ થઇ તેમા એ ઘોડાની સવારી સાથે હુ જય પામી આવ્યો છુ તેવા એક ઘોડાને ખોવામા તમોએ મોટી ભૂલ કરી છે

આ સાભળી રાજાને પોતાની ભૂલ જણાઇ અને બહુ પશ્ચાત્તાપ થયો તેણે આ કીર્તિવત ઘોડાની બેવડી કિમત આપવા કહી પણ તેણે ના પાડી છેવટે તેણે એક ભેટ અને મહેરબાની દાખલ તે તેની પાસે માગ્યાથી તેને તે આપવાની મહારાજાને ફરજ પડી તેપર સવારી કરી ખુશી થતો રાજા પોતાના સ્વદેશમા આવ્યો અને આગળના કરતા ઘણા વધારે માન અને પ્રીતિસાથે તેને પોતાની ખાસ સવારીમા રાખ્યો તે ઘોડાના શત્રુ થઇ લાગેલા પેલા જાનવરો તેથી ઝ ખવાણા પડી ગયા અને પોતાની આગલી ખોટી વર્તણુક માટે ઘોડાની ક્ષમા માગવા લાગ્યા

બોધ–ગુણવાન માણસની ચડતીથી જ્યારે બીજા માણસો ઝાખા પડે છે, ત્યારે તેઓ તેની સામે અદેખાઇની બળતરા વધારે દેખાડે છે અને તરેહવાર પ્રપચો રચી ગુણવાન માણસને કેટલીક વાર નીચો પાડે છે અને લોકોમા તેની અવગણના થાય છે, પણ તેમ હમેશા ચાલુ રહેતુ નથી “ ધૂળમા પડેલો હીરો ” જેમ પાછો ચળકી નીકળે છે, તેમ પિછાન કરનાર અથવા ન્યાયી માણસો મળી આવ્યાથી ગુણવાનની કદર અતે બુઝાય છે અને તે પાછો આગળના જેવી, બલ્કે તે કરતા પણ વધારે કીર્તિ પામે છે એવી વેળા તેના શત્રુઓ, જેઓએ

તેની સામા પ્રપચો ચલાવ્યા હતા, તેઓ ફિક્કા પડે છે અને લોકો તેમનાપર તિરસ્કાર નાખે છે ગુણવાન માણસોએ એટલા માટે પોતા સામે અદેખાઇ અને શત્રુતા ઉભી થતા, અથવા તે કારણે પોતાની ખરાબી થતા, નિરાશ થવુ નહિ પોતાના ઉચા ગુણોના આધાર તથા પરમેશ્વરના ન્યાયપર ભરૂસો રાખી ધીરજ ધરી તેઓએ સારા સજોગ માટે રાહ જોવી

## કથા ૧૦૫ મી—વાઘ, કઠિયારો અને શિકારી

એક ગરીબ કઠિયારો વનમા લાકડા ફાડી ભારો બાધતો હતો, તેવામા ત્યા એક વાઘ આવી ચઢયો અને કઠિયારા ઉપર હુમલો કર્યો કઠિયારાએ કરગરીને કહ્યુ, " ભાઈ! તુ મને શીદ મારે છે ? મે કાઈ તારૂ બગાડયુ નથી માત્ર મારા પેટને ખાતર વેઠ કરવાને આ જગાએ હુ આવ્યો છુ " વાઘે કહ્યુ, " અને હુ પણ મારા પેટને ખાતર વેઠ કરવાનેજ અહી ફરૂ છુ, અને તું જ્યારે મારા હાથમા આવ્યો છે ત્યારે હુ તને જતો કેમ મેલુ ? જેમ તને તારૂ પેટ લાગ્યું છે તેમ મને પણ મારૂ પેટ લાગેલુ છે ' એટલામા ત્યા એક શિકારી આવી પહોચ્યો અને વાઘપર પોતાની બદુક તાકી વાઘે તેનાથી બચવાની આશા મેલીને કહ્યુ, " ભાઈ ! મને શામાટે મારે છે ? મે કાઇ બગાડયું નથી હુ માત્ર મારા પેટને ખાતર ફરતો અને ઝહેમત ખેચતો અહી આવ્યો અને આ શિકાર મળ્યાથી તેનો ભક્ષ કરવા ચાહતો હતો " શિકારીએ કહ્યુ, " અને હુ પણ મારા પેટને ખાતરજ અહી આવ્યો છુ અને મારા જીવના જોખમે તારો શિકાર કરવા ચાહુ છુ " વાઘે કહ્યુ, " પણ મને મારવાથી તારૂ પેટ ભરાવાનુ નથી, કેમકે મારૂ માસ તને ખપતુ નથી " શિકારીએ કહ્યુ, "તે ખરૂ, પણ તને મારેલો લઈ જઇ સરકારમા રજુ કરીશ, તો મને મોટુ ઇનામ મળશે અને તે ઈનામના પૈસાથી હુ થોડા દહાડા મારા પેટનો ખાડો પૂરી શકીશ "

એમ કહી તત્કાળ બંદુકની ગોળી છોડી વાઘનો પ્રાણ લીધો

બોધ–" પેટની વેઠ " સૌને સરજેલી છે પેટને ખાતર સૌ કોઇ ઉદ્યમ કરે છે–કોઇ સારા ને કોઇ માઠા, કોઇ નાના ને કોઇ મોટા, કોઇ સહેલા ને કોઇ જોખમભરેલા, કોઇ દિવસે ને કોઇ રાત્રે ઉદ્યમ કરીને તેથી પૈસા મેળવે છે અને તે પૈસાવડે પોતાનો તથા પોતાના કુટુંબનો લાભ લઈ નિર્વાહ ચલાવે છે તે ઉદ્યમ કરતા બીજાના પેટપર લાત પડે, તેની દરકાર કે દયા થોડાઓજ રાખે છે જબરાઓ નબળાપર જાય છે અને તે માટે બહાનું પોતાના પેટનુ કહાડે છે, પણ માણસને ઘટે છે કે વેઠ પ્રમાણિકપણેજ કરવી અને તે વેઠ કરતા ગરીબના પેટપર લાત ન મારવી, નહિ તો તેને બીજી રીતે અથવા બીજાને હાથે તેની સજા ખમવી પડશે દુનિયામા કોઇને નુકશાન કરીને કોઇ સુખી થતું નથી નુકશાન ખમનાર નબળો હોય છે, તો તેને નુકશાન કરનારપર બીજો કોઇ જબરો થઇ શકે છે અને આ જગતમા " શેરને માથે સવાશેર હોય છેજ "

---

## કથા ૧૦૬મી—માણસ અને નસીબ

એક માણુસ બહુ આળસુ અને તેથી દરિદ્રી હતો પોતાની દરિદ્રતા માટે તે સદા પોતાના નસીબને દોષ દઈ, તેની સામે ફરિયાદ કરતો એક મિત્રે તેને સલાહ આપી કે તારૂ નસીબ ઉંઘતુ છે, તે જાગે તો તારી દરિદ્રતા ટળીને તું સુખી થાય તે સાભળી તે પોતાના નસીબ પાસે ગયો અને નસીબ જે ભરઉંઘમા પડેલુ હતુ તેને હલાવીને બોલ્યો " હીણા નસીબ ! તું સૂઈ શું રહ્યું છે ? જાગ અને ઉઠ તારે લીધે હું દરિદ્ર રહી ગયો છુ, તુ જાગશે તોજ હું સુખી થઇશ " નસીએ આંખો મીચેલી રાખી સુતા સુતાજ ઉત્તર દીધો, " એમ હું કહિ જાગવાનું નથી. " પેલાએ પૂછ્યુ, " ત્યારે તુ કેમ જાગશે ? " નસીબે

ઉત્તર વાળ્યો, " ઉદ્યોગદેવની તુ સેવા કરશે, અને એ તારા તરફથી આવી મને ધમકી આપશે તોજ હુ જાગીશ " પેલાએ પૂછયુ, "પણ ઉદ્યોગદેવની સેવા હુ કેવા પ્રકારે કરૂ ? " નસીબે જવાબ દીધો, "તારા હાથ અને પગ હલાવ, તને જે આવડતુ હોય તે કામ કર, અને ઉમગ તથા વિશ્વાસ રાખી તે કામ પાછળ મડયો રહે ઉદ્યોગદેવ તેથી તારાપર પ્રસન્ન થશે, તે મને જગાડશે અને હુ જાગીને તારા ઘરમા સુખસપત્તિની રેલછેલ કરીશ " પેલા માણસે તે પ્રમાણે કર્યું અને તેનુ નસીબ જાગીને દરિદ્ર દૂર થયુ

બોધ–ઘણા માણસો સુખનો આધાર માત્ર નસીબ ઉપર રાખે છે આળસુઓ પોતાની આળસાઈથી દરિદ્રતા ભોગવે છે અને તેનો દોષ નસીબને દે છે, પણ તે ખોટુ નસીબનેજ આધારે બેસી રહેવાથી કાઇ વળતુ નથી, સામી દરિદ્રતા વધે છે નસીબને જગાડવુ હોય, અથવા ભાગ્યશાળી થવુ હોય, તો આળસ તજી મહેનત કરવી, અને પ્રમાણિકપણે ઉદ્યોગમા મચેલા રહેવુ ઉદ્યોગથી નસીબ ફરશે અને દરિદ્રતા ટળશે ઉદ્યોગથી ધન એકવાર ન મળે, પણ ધાન્ય તો અવશ્ય મળશે.

દોહરો

"હોય કર્મમા તોય પણ, શ્રમ કરવો નવ મેલ,
વિના શ્રમેથી નહિ મળે, તલમાથી પણ તેલ "

---

## કથા ૧૦૭મી–પારસરીનુ ઝાડ અને કણખરીની વેલ

એક પારસરીના ઝાડ ઉપર કણખરીની વેલ ચડેલી હતી તે વેલ નીચેથી ઉપર સુધી સઘળી બાજુથી વિટળાઇ મજબૂત રીતે બાઝી હતી અને બને મળી જાણે એકજ ઝાડ હોય તેમ લાગતુ એક દહાડો પવનનું સખત તોફાન થયુ, જેના ઝપાટાથી તે ઝાડ તૂટી પડવાની અણી ઉપર આવ્યુ તે ઉપરથી તેણે કણખરીને કહ્યુ, " વહાલી વેલ ! હવે તુ મારાથી ઝટ છુટી પડી જા આ પવનના સપાટાથી ખચિત હું

તૂટી પડીશ ને તું જો મને બાઝેલીજ રહેશે તો તુ પણ પટકાઈ પડીને મારી પેઠે નાશ પામશે મારે લીધે તુ નાશ પામે કિવા દુ:ખી થાય, એ મને દુ ખદાયક લાગે છે ” કણુખરીએ કહ્યુ, “ કૃપાળુ ભાઈ ! હુ તારાથી મરતાલગી છૂટી પડનાર નથી પવનથી તારી સાથે પટકાઈ પડી હુ પણુ મરી જઈશ, તો તેની શી ચિતા છે ' તે મને જન્મથી આશરો આપી મોટી અને ફળદ્રૂપ થવામા મદદ કીધી છે, તો મારો ધર્મ છે કે તારા દુ ખના સમયમા પણુ તારી સાથેજ રહેવુ ” એમ કહી આ વેલ તે ઝાડને બાઝેલીજ રહી અને પવનના સપાટાથી જ્યારે ઝાડ તૂટી પડ્યુ ત્યારે તેની સાથેજ પડીને મરણુ પામી

બોધ–સ્વામીભક્તિ અથવા વફાદારી એ મોટો સદ્દગુણુ છે જેણે આપણુને આશરો આપી રક્ષણુ કર્યું, તેના તરફ વફાદાર રહેવુ, તેના સુખદુ ખમા ભાગ લેવો અને જરૂર પડે તો તેને માટે જીવ પણુ આપવો એ વફાદારી છે, એટલુ જ નહિ પણુ એક જાતની બહાદુરી પણુ છે એવી વફાદારી સૌ કોઇથી થતી નથી કોઇ વીરલા માણુસથીજ તે થઈ શકે છે, અને જેનાથી થાય છે તેની કીર્તિ જગતમા અચળ રહે છે.

## કથા ૧૦૮મી—ધૂમકેતુ અને ગ્રહો

લાબી મુદતે એક મોટો ધૂમકેતુ ( પુછડીયો તારો ) આકાશમા પ્રગટી નીકળ્યો તેનુ મોટુ મસ પૂ છડુ અને અજબ જેવી ચાલ જોઈ સૂર્યમ ડલમાના બધા ગ્રહો વિસ્મય પામ્યા અને તેને ખાપણુવાળો ગ્રહ ગણી તેઓએ તેની ઠેકડી કરી તેઓની વતી શનિશ્ચર ગ્રહે તો ધૂમકેતુને એમ પણુ કહ્યુ, “ પૂછડીયા કાકા ! તમે કિયે દહાડેના ગ્રહ, કે અમારા સૂર્યમ ડળમા જગા લેવા પધાર્યા છો ? અમે તમોને અમારા ભાઈબધ તરીકે સ્વીકારતા નથી છતા તમારે જો અમારી મ ડળીમા બિરાજવુ જ હોય તો તમારી ચાલ પાસરી કરો, અને તમારૂ પૂ છડુ કાપી નાખો.” ધૂમકેતુએ શેખાઈથી કહ્યું, “ તમારા મેહેણા કિવા

શિખામણને હુ ગણકારતો નથી સૂર્યમંડળના ગ્રહતરીકે તમે મગરૂરી લ્યો છો અને મને હીણો છો, પરંતુ ખરેખરો અસલ ગ્રહ તો હું પોતે છુ ઓગણીસમી સદીની વિદ્યાએ પૂરવાર કર્યું છે કે માણસજાત અસલ પૂછડીવાળુ પ્રાણી–વાદર–હતુ તેની પૂછડી ઘસાતા ઘસાતા નીકળી ગઈ છે અને સ્વરૂપમા તથા વર્તણુકમા ફેરફાર થઇને તે મનુષ્ય બન્યું છે પણ અસલ વાદર તે વાદરજ—પૂછડિયુ તે પૂછડિયુંજ–અર્થાત્ સૃષ્ટિની સઘળી ઉત્પત્તિ અસલ પૂછડાવાળી છે તેજ પ્રમાણે, સર્વ ગ્રહો પણ અસલ પુછડિયાજ હતા તમો અને અમારા બાપદાદા પણ પૂછડિયાજ, પરંતુ તમારા પૂછડા ઘસાઈ ઘસાઇને તમે બાડા કિંવા વગર પૂછડાના બન્યા છો તેમા તમારી બડાઇ શી ? ચાહુ તો હુ પણ મારૂ પૂછડુ ઘસી ઘસીને વગર પૂછડીયો બનુ; પરંતુ મને મારૂ પ્રાચીનપણ છોડવુ ગમતું નથી તમારામા જો ડહાપણ અને વિવેક હોય તો પોતાની જાતના અસલ નમુના દાખલ મને માન આપીને ચાલો તમે સઘળા નિયમિત ચાલે ચાલી સૂર્યને આધીન રહો છો, પણ હું સ્વતંત્રતાને ચાહનારો હોવાથી તેની આધીનતા પસંદ કરતો નથી અને તેથી અનિયમિત ચાલે ચાલુ છુ મને ભરૂસો છે કે વીસમી સદીના વિદ્વાનો મારી આ વાત ખરી પાડશે અને તે વેળા મને ન્યાય મળશે!" એમ કહી ધૂમકેતુ ક્યાનો કયાય નીકળી ચાલ્યો, તે અદ્યાપિપર્યંત પાછો નજરે પડયો નહિ

બોધ—બોડિયાળ અને લફંગા માણસો લોકલાજથી બીતા નથી અને નિયમિત સત્તાને આધીન રહેતા નથી તેમને જ્યારે તેમના કામનું અઘટિતપણ દેખાડવામા આવે છે, ત્યારે તેઓ શેખાઇનો જવાબ દઇ છટકી જાય છે કહેવત છે કે "જેણે મૂકી લાજ તેને નાનું સરખુ રાજ" નાગાને કુલે બાવળ ઉગ્યો તો કહે મારે છાયડો થયો " એવા માણુસ પ્રજા તથા રાજ્યને પીડા કરનારા થઇ પડે છે, પણ તે માટે તેઓ પ્રજા તથા મંડળીથી "ન્યાત બહાર" અને રાજથી દેશનિ-

કાલ જેવા થઈ પડે છે સર્વે તેમને ધિક્કારે છે અને તેમના સુખ-દુ:ખમા કોઈ ભાગ લેતું નથી

## કથા ૧૦૯મી—કંસારી અને કરોળિયો

રાતી કંસારીઓ ચોમાસાની ઋતુમા રાતની વેળા પોતાના દરને મથાળે નીકળી, બેસી, એકટીટગરે ચીસ પાડે છે તે ચીસ એવી જબરી અને તીણી હોય છે કે સાભળનારના કાન ફાટે અને માથુ દુઃખે. તે પ્રમાણે તેવી એક કંસારીને ચીસ પાડતી સાભળી તેના પાડોસી કરોળીયાએ પૂછ્યુ, "બેન! એવડી ચીસ તમે શામાટે પાડો છો ? એથી તમોને મળતુ તો કાઈ નથી અને આસપાસના સર્વ પ્રાણીઓના માથા દુખે છે તથા તેમને કંટાળો છુટે છે કંસારીએ ઉત્તર વાળ્યો, "ભાઈ હું એટલાજ માટે મોટે ઘાટે ચીસ પાડુ છુ કે સઘળા પ્રાણીઓ તથા માણસોમા મારૂ જીવતર તથા અગત્ય જાણીતા થાય અને મારી મોટાઇ વધે હું જો જીવ પછાડીને બૂમ ન પાડુ તો તેઓ શું જાણે કે હું કેવી છુ, ક્યા વસુ છુ, અને મારામા શક્તિ કેવી છે ? તમારોજ દાખલો લ્યો તમે મારી પેઠે મોટે ઘાટે ચીસ પાડતા નથી તેથી તમે મારા જેવી અગત્યતા મેળવતા નથી અને પ્રાણીઓમા તમને કાંઇજ માન મળતુ નથી કરોળીઆએ કહ્યુ "બેન! તમારા વિચાર એવા હોય તો ભલે, પણ ખરી વાત તો આ છે કે તમારી મોટી ચીસથી તમારી અગત્યતા જરાય વધતી નથી મોટી ચીસ પાડો, નાની ચીસ પાડો, યા ચીસ ના પાડો, તોપણ સર્વે જાણે છે કે તમે એક નિર્જીવ કંસારી છો. હું પણ તમારા જેવડો અને તમારી જાતનો છુ અને જો કે તમારી પેઠે મોટી બૂમો નથી પાડતો તોપણ હુ જાળા ગુથી જાણું છુ અને જાળાવડે બીજા જીવજતુઓના શિકાર કરી શકુ છુ, તેથી પ્રાણીઓ તથા માણસોમા તમારા કરતા હું વધારે અગત્યનો ગણાઉં છુ."

બોધ—જે માણસમા ખરી યોગ્યતા હોતી નથી અને લોકોમાં જે

પોસાતુ નથી તે પોતાને મોઢે પોતાની વડાઈ હાકીને અથવા પોતાના પૂછડાઓ પાસે પોતાના બણુગા ફૂકાવીને, પોતાની અગત્ય તથા મોટાઈ દેખાડવાના ફાફા મારે છે, પણ તેથી તેમનુ કાઈ વળતુ નથી તેનુ વજન કેટલુ છે તે લોકો જાણી લે છે અને તેના આપવડાઇના બખાળાથી કટાળી તેને સામા ધિક્કારે છે જેનામા ખરી યોગ્યતા હોય છે, તે ગુપચુપ કામ કર્યા છતા લોકોમા વખણાય છે પોતાને માટે પોતાની વડાઇ તે હાકતુ નથી અને તેમ કરવાની તેને જરૂર પણ રહેતી નથી કહેવત છે કે 'ખાલી ચણો ઉછળે ઘણો"

## કથા ૧૧૦મી—માણસ અને ગધેડો

એક છોકરો બહુ આળસુ હતો તેના બાપે એક દહાડો તેને કામ સોપ્યુ તે તેણે કર્યુ નહિ, તે ઉપરથી રીસ ચઢાવી તેણે તેને કહ્યુ "આળસુ છોકરા! ખરેખર તુ ગધેડોજ છે" એ વેળા તેને આગણે એક ગધેડો ઉભેલો હતો, તેને કાને આ શબ્દો પડયા તે સાભળી ગધેડો બોલ્યો, "શેઠજી! તમે આ સરખામણી વાસ્તવિક ન કરી છોકરો આળસુ છે અને કામ કરતો નથી, માટે તમે તેને ગધેડો કહી ધિક્કારો છો, પરતુ અમે ગધેડાઓ કાઇ આળસુ નથી અને કામ કરવાને ના પાડતા નથી વળી અમે તો ઘણુ કામ કરીએ છીએ અને તેમ કરીને અમારા ધણીને ઉપયોગી થઇએ છીએ અમોને તેટલા માટે તમોએ માન આપવુ જોઇએ, નહિ કે અપમાન"

બોધ—રિવાજથી તથા લોકવાણીથી ઘણીવાર ખરી વાત ખોટા રૂપમા અને ખોટી વાત ખરીદાખલ પસાર થાય છે એક માણસ સારૂ હોય પણ લોગજોગે જો તેની ખોટી સાખ પડી, તો જન્મ સુધી લોકો તેનુ માઠુ બોલે છે. તેમ ખરેખરા ભુડા માણસો સારા સજોગને લીધે સારા માણસમા ખપી જાય છે માઠા સજોગમા કોઈ બાપડાનુ ભુડુ ઉપનામ પડયુ હોય, તે તેના વશ સુધી ચાલુ રહે છે અને લોકો

તેની મશ્કરી પણ કરે છે, પણ તે ખોટુ છે કે ખરૂ, તથા તે શામાટે પડયુ, તેની શોધખોળ કરી તેમા ફેરફાર કરવાનો વિચાર કોઇ કરતુ નથી

## કથા ૧૧૧મી—હઠીલો વાછરડો

બે વાછરડા મિત્ર એક દહાડે નદીકાઠે ચારો ચરતા હતા કાઠો બહુ ઉંચો હતો અને તેની કોરે જતા નદીમા તૂટી પડી પછડાઇ મરવાનુ જોખમ હતુ એક વાછરડો જે વિવેકી હતો, તે સાવધ રહી સલામત જગાએ આઘોને આઘો ચરતો, પણ બીજો વાછરડો ઉદ્ધત હતો તે ઉદ્ધતાઇથી કાઠાની કોરણ સુધી આગળ વધી ગયો વિવેકી વાછરડાને તે જોઇ તેની સલામતી માટે ધાસ્તી લાગી અને તેનુ હિત ઇચ્છી તેણે કહ્યુ " મિત્ર! એટલો આગળ ના જા, જરા પાછો હઠ આ કાઠો બહુ ઉભો ને ઉંચો છે વળી જેમ તેની સપાટીપર પણ કાઇક નાની ઝાડી ને ઘાસ છે, તેમ નદી ભણીની તેની ઉતરતી બાજુએ પણ કાઇક નાની ઝાડી ને ઘાસ ઉગેલુ છે તે ખાવાની તને લાલચ થશે અને તે માટે આગળ પગલુ ભરતા તારા જીવનુ જોખમ થશે, કેમકે આગળ પગલુ ભરતા પગ લપસી જઇને કે કાઠાની કોરણ ધસીને, અથવા તો તે બાજુની ઝાડી ઉખડી જઇને, તુ નદીમા તૂટી પડયા વગર રહેશે નહિ " હઠીલા વાછરડાએ ક્રોધથી ધુમટો ચઢાવીને કહ્યુ " ભાઈ ! આમ બોલી તુ મને અપમાન માત્ર કરે છે શું હુ નાનું ને અજ્ઞાન પ્રાણી છુ કે તુ મને એવી શિખામણ દે છે? હું એક બળવત બળદ બચ્ચો છુ અને મારે એવા એવા કઇ કઇ કાઠા, નદીઓ, જગલો અને પહાડો ખેડવાના છે. વળી મે શૂરવીરોના વચન સાભળ્યા છે કે પગલુ ભર્યા પછી પાછુ હઠવું નહિ જે કામ હાથ ધર્યુ તે કદિ અધુરૂં મેલવુ નહિ અને કરેલો ઠરાવ ફેરવવો નહિ તેમ આ નદીકાઠાની કોરાણે ઉગેલો ચારો ચરવાનો મે ઠરાવ કર્યો છે, તો તે હુ પાળીશજ ઉદ્ધત વાછરડાના આ વિચારો કેવા ભૂલભરેલા છે, તે દેખાડીને ડાહ્યા વાછરડાએ ફરી

પણ તેને પાછો ફરવાનો આગ્રહ કર્યો, પણ "પત્થર પાણી" જેમ જેમ તે તેને પાછો હઠવા કહે તેમ તેમ પેલો એકેક પગલુ આગળ ભરતો જાય એમ કરતા તે કાઠાની છેક અણીપર આવી લાગ્યો અને તેણે નદીની બાજુએ ઉચાણથી જે ઝાડી ઉગેલી હતી, તેને ખાવા માટે પોતાની ડોક લબાવી વાકી કરી તેની ડાળી મોમા લઈ જેવી તાણી, તેવુજ તે નાનકડુ ઝાડ થડમાથી ઉખડી ગયુ. તેની જોડે કાઠાનો થોડો ભાગ ધસી પડયો, અને તે ધસેલા ભાગ ઉપરજ હઠીલા વાછરડાના આગલા પગો ટેકેલા હોવાથી તે પણ તેની સાથે ગબડી, ઉધે મસ્તકે નદીમા પડીને મરણ પામ્યો

બોધ–હિમત અને ઠરાવ એ સારા ગુણ છે, પણ તે ઘટતી જગ્યાએ અને અનુકૂળ સમયે વાપર્યાથીજ લાભ કરે છે અણઘટતી જગાએ અને પ્રતિકૂળ પ્રસગે વાપર્યાથી તે ગુણ હઠનુ રૂપ પકડે છે અને સામુ નુકસાન કરે છે હઠીલુ માણસ હઠ પકડે છે, ત્યારે જાણે તે આધળુ બને છે શિખામણ જેમ વધુ સાભળે છે તેમ તે હઠ વધારે પકડે છે અને પોતાનુ જોર અથવા જીવતર ગુમાવી બેસે છે

## કથા ૧૧૨ મી—સિંહ અને આગગાડી

કોઈ જગલમા એક સિહરાજા રાજ્ય કરતો હતો તે બહુ જુલ્મી હતો પોતાની પ્રાણી પ્રજાના જાનમાલની લૂટ જેમ ગમે તેમ કરીને તેને તેણે કગાલ કરી નાખી હતી પ્રાણીઓ તેથી કટાળી ગયા હતા આ જુલમી સિહનો કાટો કહાડવાને તેઓ અનેક તજવીજ કરતા, પણ કઇ વળતુ નહિ એવામા એક રેલ્વેની સડક તે જગલમા થઇને આગળ વધી અને તેપર આગગાડી દોડતી થઇ આ નવીન રથ શી ચીજ છે તે સર્વ પ્રાણીઓ સમજી ગયા, પણ સિહરાજા તેવિષે અજાણ હતા તે તકનો લાભ લઈ પ્રાણીઓ તેની પાસે ગયા અને નમસ્કારપૂર્વક વિનતિ કરી, "હે મહારાજા ! આપ તો પોતાના બળ

અને સત્તાપર અભિમાની રહી નચિંતે બેઠા છે, પરંતુ અમો નબળા પ્રાણીઓનું સત્યાનાશ વળે છે. આપના દેશમા અગ્નિરાક્ષસ નામે એક નવું મોટુ પ્રાણી નીકળી આવ્યું છે તેનું શરીર લોખંડનું છે, તેનો ખોરાક અગ્નિનો છે, તે પવન ઝડપે દોડે છે અને મેઘની ગર્જના જેવો અવાજ કરે છે અમારા રમતા ફરતા બચ્ચાઓને તે નિર્ભયપણે પોતાના પગ નીચે કચરી નાખે છે અને અમે જ્યારે તેને પાસરો રહેવા કહી આપના નામની દોહાઈ દઇએ છીએ ત્યારે ઉલટો તે તુચ્છકારથી કહે છે કે' સિંહ તે વળી કોણ? તેને હું ઓળખતો નથી અને તેની સત્તા પણ સ્વીકારતો નથી આ જંગલનો રાજા તો હુંજ છું ' માટે આપને વિનતિ કરીએ છીએ કે " તે અભિમાની ને ક્રૂર પ્રાણીને મારી અમારૂ રક્ષણ કરો " આ સાભળતાજ સિંહની આખમા ખુન ચઢ્યું પ્રાણીઓનું રક્ષણ કરવાને નહિ એટલો પોતાની મગરૂરી અને સત્તા જાળવવાને માટે, તે તત્કાળ ઉઠી ઉભો થયો અને પ્રાણીઓને ભોમિયા તરીકે સાથે લઇ, રેલવે સડક પાસે આવ્યો થોડી વારમા ત્યા, ફુંફાડા મારતી આગગાડી પણ આવી લાગી તેને પોતાના શત્રુતરિકે પિછાનતાજ, સિંહ પૂંછડી ઉભી કરી એક જબરી ખરાડ સાથે તેની સામે ધસી ગયો, પણ તે આગગાડીને પકડે યા ટક્કર મારે, તેટલામા તો તેના પૈડા નીચે આવી કચરાઇને ચુરેચુરા થઇ ગયો

બોધ—રાજા તથા બીજા સત્તાવાળાઓએ પોતાની પ્રજાપર જુલમ કરવો જોઇએ નહિ જુલમ એ રાજ્યને માટે જીવલેણ રોગ સમાન હોવાથી કોઇ પણ સમયે કોઇપણ રીતે તે રાજ્યનો નાશ કરશે જુલમ ખમનારી પ્રજા બહારથી ગમે એવો વફાદારીનો અને સારો દેખાવ કરે, પણ રાજા તરફ તે રાજ્યભક્ત રહી શકતી નથી. દિલમા ક્રોધ અને વેર રાખી તે તેનો ઘાટ ઘડવાનીજ યુક્તિમા ફરે છે. ફાવે છે તો તે બળવો ઉઠાવે છે, તેમ નહિ તો બીજા રાજવાળા સાથે મળીને, અથવા દેશપર ચઢી આવતા શત્રુનો પક્ષ પકડીને, પોતાના જુલ્મી રાજા-

નો ઘાણ કહાડી નાખે છે આ વાત રાજ્ય જેવા બહોળા કારભારવાળા શ્રીમત નરોને પણ લાગુ પડે છે

## કથા ૧૧૩ મી–રેલ્વેગાડીને ઘસડાવાનો દાવો કરનાર "બ્રેક"

રેલ્વેની એક ટ્રેન સ્ટેશનપર આવી પહોચ્યા પછી તેને થોડે છેટે પાછળ હઠાવી લઈ જવાની જરૂર પડી તે માટે એન્જીનડ્રાઈવરે એન્જીનને ઉલટી ગતિ આપી અને તેના બળથી ટ્રેને પાછળ હઠવા માડયુ તેથી દેખાવ એવો થયો, કે એન્જીન, જે સર્વ ગાડીઓથી આગળ હતું તે પાછળ થયું અને ગાર્ડની બ્રેક ગાડી, જે સર્વથી છેલ્લી હતી તે પહેલી થઇ તે બ્રેકના મનમા તેથી એવુ અભિમાન આવ્યું કે આખી રેલ્વે ટ્રેનનો મુખી હુજ છુ અને હુજ તેને–એન્જીન સુદ્ધાને–ઘસડી લઇ જાઉ છુ અને તે પ્રમાણે સર્વને કહીને તેણે પોતાની બડાઈ પણ હાકી! તેની આ ભૂલ સમજાવવામા આવી, પણ તે તેણે સ્વીકારી નહિ, છેવટે જ્યારે ટ્રેનને પાછી ફેરવી પ્રથમ પ્રમાણે એન્જીન તેને સડસડાટ ઘસડી ગયુ અને બ્રેક પોતે તેની પાછળ ઘસડાતી ચાલી, ત્યારેજ તેની શુદ્ધિ ઉઘડી કે ટ્રેનને ઘસડનાર તો એન્જીન છે અને બ્રેક તો માત્ર તેના બળવડે ઘસડાતુ એક નિર્જીવ ગાડુ છે. પછી સગવડને ખાતર તેને આગળ રાખવામા આવે કે પાછળ રખાય તે બધુ સરખુ છે

**બોધ**–"ગાડા નીચે કૂતરૂ ચાલે તે સમજે છે કે હુજ ગાડુ ઘસડુ છુ" તે **સમજણ** જેમ ખોટી અને હસવા જેવી છે, તેમ જે માણસ કોઇ મહાપુરુષને આધારે ચાલી પોતે તેને લઈ ચલાવવાની બડાશ મારે તેની સમજ પણ ખોટી અને હસવા જેવી છે વારવાર મોટા માણસો પોતાની સગવડ સાચવવા યા કામ કહાડી લેવાને માટે અથવા તેના માણસોને તક આપી આગળ વધારવાને માટે પોતાના નોકરો યા મદદનીશોને આગળ પાડી પોતે પાછળ રહે છે, તેથી દેખાવ એવો

લાગે છે કે તે કામ તેમણેજ બજાવ્યુ હોય, પણ વાસ્તવિકરીતે જોતા તો તે કામ પેલા મોટા માણસોના નામ અને આવડતના પ્રતાપથીજ બનેલુ હોય છે ચતુર લોક તે સહેજમા સમજી લે છે, પણ પેલા બુદ્ધિહીન માણસો તે કામ પોતાનાજ બળથી બજાવેલુ સમજે છે અને લોક આગળ બડાઈ હાકે છે તેમની સ્થિતિ આ કથામા જણાવેલા "એક" ગાડાના જેવી, તેમની મશ્કરી કરાવનારીજ છે

## કથા ૧૧૪ મી—બે બળદ અને બે જાતનુ ઘાસ

એક વગડામા એક બળદ રહેતો હતો તે જગલ દાભડા વગેરે મોટા કદના અને કઠોર ઘાસથી ભરેલુ હતુ ઘાસ વચ્ચેથી પસાર થતા માણસોના માથા પણ દેખાય નહિ જગલ તે ઘાસથી એટલુ ચીકાર થઇ ગયલુ કે તેમા રહી પસાર થવાનો માર્ગ પણ મળે નહિ તે બળદ તેને માટે બહુ મગરૂર રહેતો એક દહાડો તે છેટેના જગલમા રહેતા પોતાના એક ભાઇબધ બળદને ત્યા પરોણો ગયો આ વગડામા જે ઘાસ ઉગેલુ હતુ, તે દરોઇ જાતનું નાના કદનું તથા કોમળ હતું અને તે બહુ ગીચ નહિ, પણ છૂટુ છૂટુ હતુ તે જોઇ પરોણા બળદને હસવુ આવ્યુ અને પોતાના મેજબાન બળદને તેણે કહ્યુ, " ભાઇ સાહેબ ! મને તો તમારા ભડોળ માટે મોટો ભરમ હતો, પણ હવે તે ભરમ ફૂટી ગયો છે તમારા વગડામાનુ ઘાસ તો છેકજ નાનુ અને વળી થોડુ છે પણ મારા વગડામાનુ ઘાસ એવડુ મોટુ છે કે તમો તેમા પેસો તો તમારા શીગડાએ ઉપર દેખાય નહિ તથા તે ઘાસ એટલા મોટા જથ્થામા ઉગેલુ છે કે તમને ચાલવાની પણ જગા મળે નહિ " મેજબાન બળદે તેના જવાબમા કહ્યુ, " તે ખરૂ, ભાઇજી, પણ તે માટે તમને અભિમાની થવાનુ કારણ નથી મારૂ ઘાસ નાનુ અને થોડુ છે ખરૂ પણ તે કોમળ, સ્વાદિષ્ટ, ખાવાલાયક અને પુષ્ટિકારક છે તે લીલુ ખવાય છે, તેમ સૂકુ પણ ખવાય છે વળી તેની પુળીઓ બધાઈ વે-

ચાર ચાલે છે અને તમારા તથા મારા જેવા સખ્યાબધ બળદોનો તે પર નિર્વાહ થાય છે. તમારૂ ઘાસ મોટા કદનુ અને મોટા વિસ્તારનુ ખરૂ, પણ તે નકામુ ને નુકસાનકારક છે ઢોરોથી તે ખાઈ કે પચાવી શકાતુ નથી, અને જ્યારે તે સૂકાય છે ત્યારે દવ લગાડી તેને બાળીને રસ્તા મોકળા કરવામા આવે છે " મેમાન બળદ આ સાચી વાતથી ફિકકો પડયો અને પોતાની જગા છોડી દઈને, કોમળ ઘાસવાળી કોઇ નવી જગાએ જઈ રહેવાનો વિચાર કરવા લાગ્યો

બોધ—લખાણો કિવા ગ્રથોની કિમત તેમની સખ્યા ઉપરથી નહિ, પણ તેમાના વિષયો તથા તેમા સમાયલી વિદ્વત્તા જોઇને કરવી જોઇએ એક શખસે ઘણા પુસ્તકો લખી કહાડયા હોય તેટલા માટેજ તે સારો ગ્રથકાર ગણાય નહિ કોઈ વિદ્વાન્ માત્ર એકજ પુસ્તક કહાડે, પણ તે જો વિદ્વત્તાભરેલુ અને લોકોપયોગી હોય, તો એક સો કચરા જેવા પુસ્તકો કરતા તે સરસ કહેવાય આ વાર્તાનો બોધ, સારાનરસા પુસ્તકોને તેમ સારી નરસી હરકોઈ વસ્તુને પણ લાગુ પડે છે કહેવત છે કે, " ભુડણ બચ્ચા સો જણે સોએ બિચારા, સિહણ બચ્ચુ એક જણે એકે હજારા "

---

## કથા ૧૧૫ મી—પીપળો અને તેના ઉપર ઉગેલા રોપા

એક બહુ પુરાણુ અને વિશાળ પીપળાનુ ઝાડ કોઇ એક સુદર તળાવની પાસે ઉગેલુ હતુ તેના થડ તથા ડાળીઓપર નાના પ્રકારના ઘણાએક રોપા ઉગેલા તથા વેલા ચઢેલા હતા તેઓમા એક આગિયો રોપો હતો તે પીપળાના નવા ઉગતા પાનને હરકત કરે એવી રીતે ઉગેલો હતો, જેથી બીજા સારા રોપાએ પીપળા હજુર તેની ફર્યાદ કરી, " પીપળા બાપા ! આ રોપો તમારા શરીરપર બેસીને બહુ મસ્તી કરે છે અને તમારા આધારે જીવ્યા છતા તમારા કોમળ પાદડાને પજવે છે " પીપળાએ હસીને કહ્યુ, "બાપુ એ રોપો મસ્તી કરી મને

પજવે છે એ ખરૂં, પણ તને તો નથી પજવતોને ? અને તેથી તેન રાવ કરવાનુ તને કાંઈ કારણ નથી. હું છુ અને એ છે, અમે અમા; ભોગવી લઇશુ મારા થડપર તેમજ ડાળોપર એટલા બધા અને એટલ જાતના રોપા તથા વેલા છે અને તે દરેકના સ્વભાવ તથા લાલો પદ એવા વિચિત્ર છે, કે તેઓ સઘળાની નાની નાનીકસુર માટે જો હુ ચીડાતે રહું તો મને એક ઘડીની પણ ફુરસદ ન રહે, તેમ તેઓ અને માર વચ્ચે જે પ્રીતિભરેલો વ્યવહાર ચાલે છે તે પણ ટકી ન શકે. પરમેશ્વ જ્યાસુધી મારી મોટાઇ જાળવી છે અને મારામા જ્યાસુધી સહનશીલ તા છે ત્યાસુધી હુ તમો સર્વને એકસરખી માયાથી નિભાવી લઇશ

બોધ–મોટા માણસોને આધારે નાના માણસો પડેલાજ રહે છે તે મોટો માણસ જો મોટા દિલનુ અને સહનશીલ હોય છે, તો તે આશરે તેવા વધારે માણસો આવી પડે છે અને સુખી થઈને તે આશિષ દે છે તેઓ તેની કીર્તિ ગાય છે અને તેને પોતાના પિત યા પરમેશ્વર સમાન ગણી પૂજે છે એવા મોટા માણસને તેમને સભાળ લેતા વાર વાર દુ ખ પણ ખમવુ પડે છે નાના માણસો તેના સબધમ નાની નાની કસુરો પણ કરે છે, પરતુ મોટુ માણસ પોતાના મોટ દિલથી તે લઇ ચલાવે છે તેમ કરવુ એજ મોટા માણસનો ધર્મ અ મોટાઈ છે ભાગ્યશાળી માણસ હોય તેનેજ આશરે ઘણા માણસે આવી પડે છે

## કથા ૧૧૬ મી—વાઘનું સગપણ સાધવા નીકળેલી બિલા.

એક વાઘનું નસીબ બહુ તપતુ હતું પોતાની મોટાઇ દેખાડવ માટે તે વાર વાર પોતાને ત્યા ખાનપાનના મેળાવડા કરતો અને તેમ વરૂ, ગેડા, રીછ, તરસ જેવા જબરા પ્રાણીઓને નોતરતો. શિયાળ સસલા, વાદરા જેવાં નાના પ્રાણીઓ સાથે ભેળાવામા તે હલકાઇ સમ જતો અને તેમને નોતરૂ દેતો નહિ તે તરફ એક ગરીબ બિલાડી રહેતં

હતી, તેને આથી બહુ બળાપો થયો. તેણી ઇચ્છતી હતી કે વાઘ પોતાના ખાનપાનના મેળાવડામા મને પણ બોલાવે તો સારૂ, કે મને સારા સારા ભોજનો મળે ને વળી હુ પણ મોટા પ્રાણીની ગણતરીમા આવું તે માટે વાઘને રાજી કરવાની યુક્તિ તેણી શોધ્યા કરતી હતી એક દહાડો તેણીની માનુ શ્રાદ્ધ આવ્યું તે તકનો લાભ લઇ તેણીએ વાઘને ઘેર ભાણુ મોકલાવ્યું, પણ વાઘે તે પાછુ વાળી કહાવ્યું કે તમારે ને અમને શુ લાગે વળગે કે અમે તમારૂ ભાણુ લઇએ ? આ સાભળી બિલાડી નિરાશ થઈ નહિ પોતે ભાણુ લઇને વાઘની પાસે આવી અને પાચ મોટા પ્રાણીઓ સાથે તે બેઠેલો હતો તેમના દેખતા ભાણુ તેની પાસે ધરીને બોલી, “ કેમ, મોટા સગાજી ! તમે અમારૂ ભાણુ સ્વીકારતા નથી ? અમે ગરીબ અને અમારૂ ભાણુ નિર્જીવ, તેટલા માટે અમને આમ હીણો છો શુ ? પણ હું તેમ ચાલવા દઈશ નહિ હું મારા જીવના સોગન લઈ કહુ છુ કે હુ પોતે આ ભાણુ લાવી છુ તો હવે તે પાછુ લઈ જનાર નથી અલબત હુ રક તો ખરી, પણ તેટલા માટે તમારા સગપણમાથી પણ ગઇ કે ? તમને કદાચ ખબર નહિ હશે કે હુ તમારી સગી થાઉ છુ તે સગી પણ એવડી ત્રેવડી રીતે દુનિયામા લોકો મને ‘વાઘની માશી’ કહે છે તે તો તમે જાણુતાજ હશો વળી મારા સ્વર્ગવાસી માતાજી કહેતા હતા કે તેમના જે દાદી હતા તે તમારા મરનાર માતાજીના માસી થાય. તેમ મારા પિતાશ્રી કહેતા હતા કે તેમના દાદા હતા તેઓ તમારા કૈલાસ-વાસી પિતાજીના કાકા થાય વળી ઇતિહાસમા તમે જોશો તો ખાત્રી થશે કે તમારી અને અમારી જાતઓલાદ મૂળે એકજ છે એટલી બધી સગાઇ ધરાવ્યા છતા હું શુ એક ભાણુમાથી પણ જાઉ ? નહિજી તેમ કદી બનશે નહિ તમે ગમે એટલી જૂદાઇ દેખાડો, પણ મારૂ તો લોહી તમારા તરફ દોડયા વગર રહેવાનુ નહિ ” આ વાતથી જો કે વાઘની ખાત્રી તો થઇ નહિ, તોપણ બિલાડીની આજીજીથી તેને શરમ પડી

તેથી જો કે તે ભાણુ તેણે સ્વીકાર્યું પણ બિલાડીને પોતાના મેળાવડા મા નોતરવાનો વિચાર તો કર્યોજ નહિ, અને તેથી બિલાડીની નિરાશા વધી પડી

બોધ—મોટાની મિત્રાચારી સૌ કોઇ ચાહે છે. મોટાના સગા ગણાવાની હોસ પણ ઘણાઓ રાખે છે જેને લાગેવળગે નહિ, જેને " સ્નાનસૂતક " નહિ, તેવા પણ મોટાને ત્યા માથા મારે છે ને તેમની ખુશામત કરે છે ખરા કે ખોટા, સભવિત કે અસભવિત સબધો ઉભા કરે છે, પણ મોટા સાથે સબધમા આવ્યા પછી લાભો મેળવવાની જે ગણતરી તેઓએ કીધી હોય છે, તે ઘણુ કરીને ખોટીજ પડે છે, અને ઉલટું તેઓને " ગાઠના ગોપીચદન " કરી બેસવુ પડે છે કહેવત છે કે " નાના સગે મોટો જાય, મરે નહિ તો માદો થાય. "

## કથા ૧૧૭ મી—" બ્રહ્મછાલ " અને નગરવાસી

એક શહેરી ગૃહસ્થ વેપારધધાને કારણે જગલમા ગયો ઋતુ ઠડીની અને ટાઢ સખત પડવાથી ગરમી મેળવવા માટે રાતની વેળા લાકડા સળગાવી તેણે તાપણુ કરાવ્યું. તેમાનુ એક લાકડુ બ્રહ્મછાલનું* હતુ બળતી વેળા તેની છાલ તતડીને તડતડ તડતડ અવાજ થવા સાથે સખ્યાબધ મોટા મોટા તણખા નીકળવા માડયા એ તણખાનો આકાર સાપોલીયા જેવો અને બહુ સુદર લાગતો જ્યાસુધી તે છાલ બળી રહી ત્યાસુધી સખ્યાબધ તેવા આકારો અનુક્રમે નીકળ્યાજ કર્યા અને તેનો દેખાવ એક જાતની આતશબાજીના જેવો લાગ્યો આ વિચિત્ર દેખાવ જોઈ શહેરી ગૃહસ્થ વિસ્મય પામ્યો અને તે લાકડાની સ્તુતિ કરતો બોલ્યો, "આ તારી નવાઇ જોઇને હુ સાનંદાશ્ચર્ય પામું

* જગલી ગામડીઆ લોકો આ છાલને અથવા તેના લાકડાને "તતડિયુ " કહે છે. એનુ ઝાડ " ટેમરૂ ' ને નામે ઓળખાય છે જેપર થતા જંગલી ફળો લોકો હોંસથી ખાય છે અને તેને " ટેમરાં " કહે છે

છુ, પણ મને દીલગીરી એ લાગે છે કે તારામા એવો ચમત્કાર હોવા છતા લોકોની મોટી અને જ્ઞાની વસ્તીથી છેટે તદ્દન અધારામા તુ કેમ પડી રહ્યુ છે ? આ જગલ છોડી તુ જો અમારા શહેરમા આવે તો તારી બહુજ પિછાન થઇ, કિમત મોટી અકાય અને તને પ્રદર્શનો તથા તમાશાઓમા મૂકી સારી આવક કરવામા આવે શહેરોમા દીવાળી વગેરે લોકો તહેવારોપર જે આતશબાજી કરી ગમ્મત મેળવે છે, તેમા દારૂખાનાને લગતી તરેહવાર મેળવણીઓ તથા રચનાઓ કરવામા આવે છે, પણ તુ તો તેવી કશી પણ મેળવણી તથા કારીગરી વગર માત્ર તારી કુદરતી સાદી સ્થિતિમાજ એવો ચમત્કાર ધરાવે છે, એ તારી બલિહારી છે ” તે લાકડાએ ગૃહસ્થનો ઉપકાર નમ્રતા સાથે માનીને કહ્યુ, “ શેઠ સાહેબ ! મને શહેરોમા આવવાની કશી જરૂર નથી મારૂ જગલી વતનજ મને ભલુ ! જગલોમા, એવા તો ઘણાએ ચમત્કારી દેખાવો પરમેશ્વરે સરજેલા છે, કે જે માણસો જાણતા નથી અને તેની શોધ કરતા નથી એ તેમનીજ નબળાઇ છે માણસની બનાવેલી આતશબાજી ભલે પ્રદર્શનો તથા તમાશાઓમા રજુ થાય, પણ મને તો આ જગલવાસી ગરીબ નિર્દોષ માણસો ઉપયોગમા લઇને પોતાના બળતણ અને તાપણાની ગરજ પૂરી પાડે છે, તેમાજ મને મારૂ ઉપયોગી પણુ વધારે જણાઇ આનદ મળે છે

બોધ—કોઇ કોઇ માણસ અલૌકિક બુદ્ધિ, કુદરતી ઉચી શક્તિ અને અનુપમ ગુણ ધરાવે છે, પણ તેઓ દુનિયાની મોટાઇ તથા લોકોની વાહવાહની કશી દરકાર રાખતા નથી એકાતવાસમા રહી ગરીબમા ગરીબ માણસોની પેઠે સાદાઇથી તેઓ પોતાની જીદગી ગુજારે છે અને મોટા લોકો તથા જાહેર પુરુષોના સબધમા તેઓ ચાહીનેજ આવતા નથી, પણ ગરીબોમા ભેળાઇ તેમની વિપત્તિ ઓછી કરવાનુ જેવા પુણ્યવાન કામ ગુપચુપ કર્યા જાય છે વળી તેવા કામો માટે તેઓ વડાઇ કે યશ પણ ઇચ્છતા નથી અને પોતાનો ધર્મ સમજી ખુશીથી

તેઓ તે કામો બજાવે છે દુનિયાને ક્ષણભંગુર, સંસારને પોકળ તથા લોકોને બેઢંગા માની તેમની સાથે ભેળાવા ન ઇચ્છતા તેઓ બનતા લગી આઘા રહે છે અને ઇશ્વરપર આસ્થા રાખી પોતાનો વખત ગરીબી અને ભક્તિમા ગુજારે છે તેમના ઉંચા ગુણોની ખબર તો કોઇને પડતી નથીજ, પણ કેટલીકવાર તેમની હયાતીની પણ ખબર પડતી નથી તેમ છતા કોઈ સંજોગથી એવા દેવાંશી મનુષ્યો જો કોઈ કદરદાન માણસના સમાગમમા આવે છે, તો તેઓ તેને દેવતા સમાન ગણી પૂજે છે અને તેમની સેવા કરવામા માન સમજે છે કોઇ ભાગ્યશાળી માણસોજ એવા દૈવી પુરુષોનો સમાગમ અને સેવા કરવાની તક પામી શકે છે.

## કથા ૧૧૮ મી—ગધેડા ગધેડીનું સુધરેલુ જોડુ

એક ગધેડો, જે પોતાને બહુ સુધરેલો અને શૂરવીર સમજતો હતો, તે પોતાની પત્ની ગધેડીને લઇ એક ચાંદની રાતે મોજ મારવા નીકળ્યો રાત બહુ વીતેલી હોવાથી લોક સઘળુ શાંત બનેલુ હતુ અને આ જોડાને કોઈ છેડનાર કે પૂછનાર હતુ નહિ, તેથી પોતાને રાજા ગણી ગધેડો બોલ્યો, "વહાલી ! તે જોયો મારો રોફ ! કોઇપણ માણસ કે પ્રાણી મને છેડવાની હિંમત કરતુ નથી અત્યારે આ જગાએ મારૂજ રાજ્ય ચાલે છે. હુ ચાહુ તે અહી કરી શકુ મને પૂછનાર કોઇ નથી. મારા એવા પરાક્રમવડે તુ પોતે પણ અહી થોડુ સુખ ને મોટાઇ ભોગવતી નથી તારા સુખ અને મોટાઇ માટે આકાશના ચંદ્ર અને તારા પણ તારી અદેખાઇ કરે છે તુ પોતાને ભાગ્યશાળી સમજ, કે મારા જેવો સુધરેલો અને હિંમતવાન પતિ તને મળ્યો છે, જે તને પોતાની સાથેને સાથે રાખી ફરે છે અને તને છુટા પણાનુ તથા સર્વ પ્રકારનુ સુખ આપે છે " ગધેડી આ વચન સાભળી હરખે ઘેલી થઇ ગઈ અને પોતાના સાહસિક પતિ ઉપર

પોતાનો જીવ કુરબાન કરવા લાગી એટલામા ત્યા સૂતેલો એક કૂતરો જાગી ઉઠયો અને ગધેડાને જોતાજ વિકરાળપણે ઘુરકીને તેમના ઉપર ધસી ગયો ગધેડો તેનાથી ભય પામી ઉભીજ પૂછડીએ નાઠો ગધેડી પણ નાઠી, પણ જરા પાછળ પડી જવાથી કૂતરાએ બચકુ ભરીને તેણીને લોહીલુહાણ કરી નાખી

બોધ–કેટલાક નબળા શખસો, જ્યારે ઉમદા માણસો વચ્ચે પોતાનુ શૂરાતન કે હુશિયારી બતાવી શકતા નથી, ત્યારે અબળાઓ વચ્ચે ભરાઈ પોતાની વડાઇની ખોટી ડોગો મારે છે અને તેમના ભોળપણનો લાભ લઈ પોતાને તેમના વચ્ચે બહાદૂરમા ખપાવે છે અને ખરા બહાદૂરોની નિદા કરી તેમને હલકા પાડે છે, પણ તેમની એવી તાલમેલ ઝાઝો વખત ટકી શકતી નથી તેમના વચ્ચે કોઇ ખરો બહાદૂર આવી મળતા તેમનુ પોકળ ઉઘાડુ પડે છે અને તેઓ ફજેત થાય છે

---

## કથા ૧૧૯ મી—મોટા દિલનો ઘોડો અને અદેખો કુતરો

ખીલે બાધેલા એક ઘોડા આગળ, તેના સવારે તેને ખાવા માટે પુષ્કળ લીલુ ઘાસ નાખેલુ હતું ઘોડો તે ખાતો હતો તેમ એક પરાઈ બકરી પણ તે જગાએ દાખલ થઈ ખાતી હતી, પણ ઘોડો કશી ઇજા ન કરતા તેણીની મરજી માફક ખાવા દેતો હતો આ દેખાવ જોઈ એક કૂતરો જે ત્યા બેઠેલો હતો, તેને ઇર્ષ્યા થઇ તેણે ઘોડાને કહ્યુ, “મૂર્ખ ઘોડા! તુ આધળો છે શુ? તારા પોતાના માટે નાખેલુ કિમતી ઘાસ આ પારકી બકરી ખાય છે, છતા તુ તેણીને અટકાવતો યા મારતો કેમ નથી? તારા જેવો હીચકારો ને મદબુદ્ધિનો હોય તેજ એવી લૂટ સાખે જો એ બકરી મારા ખોરાકમા મોઢુ લગાડી માત્ર એક કોળીઓ પણ ખાવાની શેખાઈ કરે, તો હુ તો તેનો ટોટોજ પીસુ” ઘોડાએ જવાબ દીધો, “અલબત, તેમ તું કરી શકે, કારણ

તું જાતે અદેખો ને ઘાતકી છે, પણ હું તેવો નથી પરમેશ્વરે મારામા ઉદારતાના અને ક્ષમાના ગુણો મૂકેલા છે, તેથી બકરી જેવા રાક પ્રાણીને હુ મારા ખોરાકમા ભાગ પડાવવા દઉ છુ એના ખાવાથી મારૂં પેટ ખાલી રહેતુ નથી અને મને આનદ પ્રાપ્ત થાય છે તારાથી જો એ ન ખમાતું હોય, તો અહીથી ઉઠી ચાલ્યો જા નહિ તો અખે પાટા બાધીને છાનોમાનો બેસ"

બોધ—સખી અને કજુસ માણસોની લાગણીમા તેમ સમજમા મોટો ફેર હોય છે સખી માણસ જેને પુણ્યનુ તથા સારૂ કામ સમજે છે તેને કજુસ માણસ, નુકસાનકારક તથા ખોટુ કામ ગણીને તેની નિદા કરે છે અને શિખામણ દેવાનો પણ ડોળ રાખે છે, પણ તેથી કાઈ ભલા માણસ પોતાની ખાનદાની તજતા નથી

## કથા ૧૨૦ મી—મોટાં પ્રાણીની પંક્તિમાં બિરાજનાર વનોરૂ યાને વણીઅર

એક વનોરાને મોટા પ્રાણીમા ખપવાની ઘણી હોસ હતી તેથી તે વાર વાર તેઓમા ભેળાય એટલુજ નહિ, પણ જ્યારે પ્રાણીઓના મેલાવડા થાય ત્યારે પોતાની સ્થિતિના પ્રાણીઓની સાથે બેસવાને બદલે સિહ, વાઘ, વરૂ જેવા મોટાં બળવત પ્રાણીઓની મડળીમા બિરાજીને પોતે પણ તેમનાજ વર્ગનુ હોય એવુ દેખાડે પ્રથમ તે માટે તેની ઇર્ષ્યા થઈ તથા તેની ઉદ્ધતાઇ માટે આક્ષેપ પણ થયા, પરતુ વખત જતા તે દેખાવ સાધારણ થઇ પડ્યો અને સભામા મોખરે બેસવાનો જાણે તેનો હક્કજ હોય એવું સમજવામા આવ્યું એક સમયે પ્રાણીઓનો મેળાવડો થયો અને વનોરૂ તેમા પણ શિરસ્તા પ્રમાણે મોખરે જઇ બેઠુ તેવામા મોટા પ્રાણીઓ વચ્ચે તકરાર ઉઠી અને તે આગળ વધીને સબળા મારા-મારી કરવા મડી ગયા. તેમની સાથે વનોરાએ પણ એક યા બીજા પક્ષ

તરફથી મારામારીમા ઉતરવુ જોઇએ, પણ તેમ કરતા એકજ સપાટે પોતાનો ઘાણ નીકળી જશે, એમ વિચારી તે તેઓથી દૂર થઈ ગયુ અને બીજા નાના પ્રાણીઓ જેઓ આઘા અલગ ઉભા રહી આ મારામારીનો તમાશો નિર્ભયપણે જોતા હતા, તેઓમાં ભરાઇ જવાની તેણે તજવીજ કરી તેમા તે ફાવી શકયુ નહિ તેને પાછળ પગલા ભરતુ જોઇ મોટા પ્રાણીઓને પણ રીસ ચઢી તેઓએ તેને મતલબી ને હીચકારૂ ગણી મારી નાખ્યુ અને તેને મારવાની ગરબડમા પોતા વચ્ચેનો વાધો તેઓ ભૂલી ગયા.

બોધ—સભામા કિંવા હરકોઈ મેળાવડામા મોટાઓની વચ્ચે તથા મોખરે જઇને બેસવામા માન છે, પણ વગર યોગ્યતાએ તેવી જગાએ બેસવામા નાનાઓ અદેખાઇ કરે છે તથા મોટાઓ રીસે ભરાય છે ઉદ્ધતાઇથી કે કળવકળથી એવી જગાએ બેસવામા કોઇ ફાવી શકે, પણ જયારે ત્યા વિદ્વત્તાની, બળની કે હકની વાત આવે છે, ત્યારે તેવા અયોગ્ય માણસના વસા ગણાઈ જાય છે તે જગા છોડી દેવાની તેને ફરજ પડે છે અને લોકો તેની હાસી કરે છે

---

## કથા ૧૨૧ મી—સિંહ અને શિયાળ

એક સિંહ અને એક શિયાળ વચ્ચે મિત્રાચારી થઈ એક દહાડો સાથે બેસી સુખદુખની વાતો કરતા સિંહરાજ બોલ્યા, ‘ મિત્ર ! તું શુ નથી માનતો, કે આ દુનિયામા આજકાલ મારા જેવુ બલવાન ને સુખી પ્રાણી કોઇ નથી ? હુ આ જંગલનો રાજા છુ, સર્વ પ્રાણી મારે તાબે છે, મારી મરજી પડે તેને હુ મારી ખાઉ છુ, મને કોઈ પૂછનાર કે અટકાવનાર નથી, શરીરે હુ પુષ્ટ અને ઘરબારે પણ સુખી છુ ” શિયાળે કહ્યુ, “ તે વાત ખરી છે મિત્ર, તેમ આ વાત પણ ખરી છે કે હુ તારો મિત્ર છતા સર્વ વાતે દુખી છુ હુ જાતે નાનુ અને નિર્બળ

પ્રાણી એ એક તો દુ:ખ, ને બીજુ દુ ખ એ કે મારૂ તેમજ મારાં બચ્ચાકચ્ચાનું પેટ ભરવાના મને સાસા પડે છે હુ પોતે જ્યારે બીજા પ્રાણીઓનો શિકાર કરવામા અશક્ત છુ ત્યારે બીજા મોટા પ્રાણીથી મારો શિકાર થવાની ધાસ્તીમા રાતદિવસ રહુ છુ મોટા પ્રાણીઓ મને હલકો ગણી ધિક્કારે છે અને નાના પ્રાણીઓ મને કાવત્રાખોર ગણી મારાથી આઘા નાસે છે તમો જેવા સુખી પ્રાણીને અમારા દુ ખ ની શી શબર હોય ? ” સિહે આ ઉપરથી કચવાઇને કહ્યુ, “ ભાઈ ! બસ કર હવે તારૂ પીજણુ તારા નિર્જીવ દુ ખની વાત કરી તુ પોતાને મોટો દુ ખીઓ દેખાડે છે, પણ તને થોડીજ ખબર છે કે મારે માથે કેવા મોટા દુ ખો પડેલા છે પ્રથમ તો હુ મોટુ પ્રાણી તે મોટાઇનુ મને દુ ખ છે મારા બીજા દુઃખો એ કે મોટાને માતબર શિકારો મળવાની સદા ઇન્તેજારી રહે છે અને તેમને ખાતા મારૂ મોઢુ અને દાત દુ ખે છે જ્યારે હુ ઘણુ ખાઉ છુ ત્યારે મારૂ પેટ ઉચકવુ મને ભારે પડે છે વળી કોઇ પણ મોટા પ્રાણીની મોટાઈની વાત સાભળી મારૂ દિલ બળે છે હુ પ્રાણીઓનો રાજા હોવા છતા મારો ખોરાક મને જાતમહેનત કરીને મેળવવો પડે છે. એ શુ મને થોડુ દુ ખ છે ? મારા દુ ખો આગળ તારા દુ:ખોની શી વિસાત ? અને એવો હુ દુ:ખી છતા મારા આગળ પોતાના દુ ખની વાતો કરી વળી તુ મને વધારે દુ:ખી કરે છે, પણ તારી એવી વાતો હવે હુ સાભળી શકીશ નહિ ” સિહની એવી તોરજોરની વાતો સાભળી બાપડો શિયાળ તો ટાઢોજ પડી ગયો, અને વધારે રકઝક કરવામા સાર નથી એમ વિચારી તે માત્ર એટલુજ બોલ્યો, “ ત્યારે દુનિયાયા સૌથી સુખી તમોજ અને વળી સૌથી દુ ખી પણ તમોજ કે સિહ મહારાજ ! ”

બોધ–મોટા, પૈસાવાળા અને સુખી માણુસો મોટાઈ, દોલત અને સુખથી કેટલીકવાર એવાં ગાફલ બની જાય છે, કે સાચી વાત તેઓ સાભળી કે સાખી શકતા નથી સઘળીજ વાતમા સરસ ગણાવાનો હક્ક

તેઓ પોતાનો સમજે છે તે એટલે સુધી કે દુ ખમા પણ પોતાનેજ સરસ ગણાવે છે ગરીબીના ભયકર દુ ખોનો તેમને અનુભવ ન હોવાથી ગરીબના દુ ખોને તેઓ હસી કહાડે છે અને પોતાના સુખને માટેની જે સાદી અને સાધારણ મહેનત, તેને પણ મોટામા મોટા દુ ખ ગણીને તે માટે બીજાને માથે ભાર મૂકે છે ગરીબો દુ ખી હોવાથી પોતાના દુ.ખની મોટી વાતો તેમની આગળ કરીને દિલાસો લેવા માગે છે, પણ મોટા માણસો ઉલટા પોતાના દુ ખની વાતોથી તેમને દબાવી દઈને સુખની મોજ સાથે દુ'ખનો દિલાસો પણ પોતેજ લે છે!

## કથા ૧૨૨ મી—અમરવેલ અને અજ્ઞાની

એક ઝાડની ડાળીએ અમરવેલ× લટકેલી હતી. તેને જોઇ એક અજ્ઞાન માણસે આશ્ચર્ય પામી પૂછયુ, " અલી અમરવેલ! તુ કઈ જાતની વનસ્પતિ છે? નથી તને થડ, મૂળીઆ કે ડાળ, નથી તને ફૂલ, ફળ કે પાન, ત્યારે તારી જાત કયી અને ઓલાદ કયી? તારા માત-પિતા કોણ અને જગમા તારી જરૂર પણ શી? નથી તુ વેલો જણાતી, કે નથી રોપો લાગતી એવો વગર અર્થ અને વગર ઉપયોગનો જન્મ ત્યારે તે શામાટે લીધો હશે?" અમરવેલે જવાબ દીધો, તુ અજ્ઞાની દીસે છે ખરૂ છે કે મને થડ, મૂળ કે ડાળ નથી અને ફળ, ફૂલ તથા પાન વિનાની હુ એક સાદી વનસ્પતી છુ હુ નથી જાણતી કે મારા માબાપ અને ઓલાદ કોણ, તથાપિ આટલુ તો હુ ખાત્રીથી કહું છુ

× અમરવેલ અથવા નમૂળી ( મૂળ વગરની ) એ એક વનસ્પતિની કોમળ વેલ છે, કે જે જમીનપર યા બીજી તેવી કોઇ જગાએ ઊગતી નથી, પણ ઝાડ યા વાડની ઉપર અધરજ ફેલાયલી હોય છે, એવી રીતે કે જાણે તેને તેનાપર કોઇએ લાવીને મૂકી હોય તેને ફૂલ, ફળ કે પાન પણ હોતા નથી અને લાલ લીલા રગની કોમળ સુતળીના જેવો તેનો દેખાવ લાગે છે વૈદકમા દવા તરીકે તે ઉપયોગી છે

કે જગતકર્તા પરમેશ્વરે મને સરજી છે, તેની સૃષ્ટિમાની એક નિર્જીવ સૃષ્ટિ હુ છુ અને ઘણા પ્રકારના નાના તેમજ મોટા દરદો સાજા કરવાનો ગુણ મારામા હોવાથી વૈદો મને બહુ ઉપયોગી ગણે છે તુ માણસ થઇને એટલુ પણ નથી જાણતો એ તને ધિક્કાર છે તુ મને હીણે છે તે જાણે મારા સૃજનારનુ અપમાન કરે છે ”

બોધ—માબાપ તથા વારસ વિનાના તેમજ કુળ વિનાના માણસને નજીવું તથા નકામુ ગણી ધિક્કારવુ નહિ કદાચ તેઓ જાત બુનિયાદ ધરાવતા ન હોય તોપણ તેઓમા જો કાંઇ યોગ્યતા હોય તો વગર યોગ્યતાવાળા માણસો કરતા તેઓ ચડીયાતા છે પરમેશ્વરે દુનિયામા સૃજેલી કોઇ પણ વસ્તુ નકામી નથી. જે વસ્તુઓ નકામી કિવા વગર અર્થની જેવી લાગતી હોય, તેનો પણ કાંઇક ઉપયોગ હોવો જોઇએ, પણ માણસો તેની પિછાન કરી શકતા નથી સારો રસ્તો એ છે કે નકામી લાગતી વસ્તુઓની નિંદા નહિ કરતા તેમનો ઉપયોગ શોધી કહાડી તેને કામે લગાડવાની કોશીશ કરવી જોઇએ નજીવી દેખાતી વસ્તુ પણ કેટલીકવાર ઘણીજ ઉપયોગી થઈ પડે છે

---

## કથા ૧૨૩ મી—ગાયનું ચામડુ પહેરી નીકળેલો વાઘ

એક વાઘ બહુ જુલમી હતો. પ્રાણીઓને મારી નાખવામા તેણે કશી હદ રાખી નહિ, તેથી તેના નામનો એટલો બધો ત્રાસ વર્તી રહ્યો કે બીજા સર્વ પ્રાણીઓ તેનો પડોસ છોડી ચાલ્યા અને તેને શિકારના વાખા પડયા તેથી નિરાશ થઇ તે વાઘે છેવટે એક યુક્તિ કરી. ગાયનું ચામડુ પહેરી તેણે ફરવા માડયુ કે પ્રાણીઓ ઠગાઇ તેને ગરીબડી ગાય સમજીને તેના સપાટામા આવે. ત્યાર પછી તેને એક શિયાળ મળ્યું તે પ્રથમ તો તેને ખરેખરી ગાય સમજીને ઠગાયુ, પણ તરતજ તેને સંશય પડયો કે ગાયના ચેનચાળા આવા હોય નહિ અને એવાં શક ભરેલા પ્રાણી પાસે જવુ જોખમભરેલુ છે એમ વિચારી તે તેનાથી

આઘુ થઇ ગયુ અને છેટે એક ગધેડો ચરતો હતો તેને જઈ મળ્યુ. તેણે તેને કહ્યું "ભાઇ ગધેડાજી! તમને કાઇ ખબર ? આપણા વગડામા એક નવીન ગાય ઉત્પન્ન થઈ છે તે આકાશમાથી ઉતરી આવેલી કહે-વાય છે અને જે કોઇ પ્રાણી તેનુ દૂધ ધાવે છે, તેની કાયા અમર થાય છે થોડેજ છેટે તે ઉભેલી છે અને હમણાજ તેનુ દૂધ હુ ધાવી આવ્યો છુ તમને ઇચ્છા હોય તો તમો પણ તેની પાસે જાઓ અને તેનુ ચમત્કારિક દૂધ પીને તમારી કાયા અમર કરો " ગધેડો આ વાતથી એટલો લલચાયો, કે કશી પણ પૂછપરછ કર્યા વગર તત્કાળ ગાયનુ ચામડુ પહેરી ફરતા પેલા વાઘ પાસે દોડી ગયો વાઘે તેને ઝટ ફાડી ખાધો અને તે જોઇ પેલુ શિયાળ પોતાની ધારણા ખરી માનીને તે વગડામાથી નાસી ગયુ

**બોધ**–ભુડા માણસો જ્યારે પોતાની ભુડાઈ ઉઘાડી પડેલી જુએ છે, ત્યારે તેઓ ભલાઇ અને ધર્મીપણાનુ ડોળ ઘાલી તે રસ્તે લોકોને ઠગવા માડે છે ચતુર લોક તેમની આ યુક્તિ છતા ચેતી જાય છે, પણ મૂર્ખ અને ભોળા લોક ઠગાઇને તેમના તરફ ખેચાઈ આવે છે અને દુખ પામે છે

---

## કથા ૧૨૪ મી—ત્રણશેરી થઇ બેઠેલો પત્થર

એક ધણી નવુ ઘર બાધતો હતો તે ઘરના પાયામા પૂરવા માટે સમુદ્રકાઠેથી જથાબધ પથરા તેને ત્યા લાવી નાખેલા હતા તે પથ-રામાનો એક સારા ઘાટનો જણાયાથી તેને લઈ તેણે તોળી જોયો અને તેનુ વજન બરાબર ત્રણ શેરનુ થયાથી ત્રણશેરી દાખલ તેણે તેને પોતાના તોલ જોખમા રાખ્યો

**બોધ**–એક વસ્તુ જાતે ગમે એવી નિર્જીવ હોય, પણ તે ઉપયોગ મા આવવાથી કિમતી થઈ પડે છે અને લોકો તેને પોતાની પાસે

રાખે છે માણસ ગમે એવુ હલકી સ્થિતિનું હોય, પણ જો તેનામા બુદ્ધિ તથા ઉદ્યોગ હોય છે તો તે માનપાને પોષાયા વગર રહેતું નથી

## કથા ૧૨૫ મી—ઉદ્યમી મરઘો અને આળસુ માણસ

એક આળસુ માણસ હમેશા સવારે બહુ મોડેથી બિછાનેથી ઉઠતો હતો તેની પડોશમા એક મરઘો રહેતો હતો, તેણે મોટો થતા પાછલી રાતે "કૂકરે કૂક" કરી બોલવા માડયુ. તેના અવાજથી પેલા માણસની ઉઘ ઉડી ગઈ અને તે ફફડતો બબડતો તથા આખો ચોળતો તે મરઘા પાસે આવી બોલ્યો, "કગાળ કૂકડા! હજુ રાત્રી વીતી નથી તોપણ તું બૂમ પાડે છે તેથી મારી સુખવાસી ઉઘ ઉડી ગઈ છે માટે હવેથી એવુ કરતો નહિ મરઘે ઉત્તર વાળ્યો, "ભલે, તમે એમ કહો પણ પાછલી રાત થઈ કે બોલ્યા વિના મારાથી રહેવાવાનુ નથી જગતકર્તા ઈશ્વિરે મને એજ કારણ માટે સરજ્યો છે અને મારા બોલવાથી ઉદ્યોગી લોકો બિછાનેથી વહેલા ઉઠી ઉદ્યમમા જોડાઈને મને આશિષ દે છે હુ ખીઓના દુ ખ હલકા થાય છે અને જગતની આબાદીમા વધારો થાય છેઃ ફક્ત આળસુ માણસોનેજ મારા અવાજનો કટાળો આવે છે, પણ તે કારણે મારી વાજબી ફરજ બજાવવાથી હુ અટકનાર નથી"

બોધ—ઉદ્યોગી અને સાચા માણસો જ્યા હશે ત્યા તેઓ ઉદ્યોગ અને સચ્ચાઈનીજ હિમાયત કરશે આળસુ અને જૂઠા માણસોને તે કડવુ લાગશે અને તેઓ તેમને ઉતારી પાડવાની તજવીજ પણ કરશે, પણ તેથી ઉદ્યોગી અને સાચા માણસોએ પોતાનો પ્રયત્ન છોડવો જોઈએ નહિ

## કથા ૧૨૬ મી—જૂદી જૂદી સ્થિતિ પામેલા બે કૂતરા ભાઈ

મોતીઓ અને લોઢીઓ એ નામના એકજ માને પેટે જન્મેલા બે

કૂતરા હતા મોતીઆને બચપણથીજ એક ગૃહસ્થે લઇ જઇ પોતાને ઘેર રાખ્યો હતો, જેથી તેની ચોકી કરી ત્યા તે સુખનો રોટલો ખાતો હતો લોઠીઆને કોઇ લઇ જનાર ન મળ્યાથી, તે બાપડો ફળીએ ફળીએ ભટકી જેમ તેમ પોતાનું પેટ ભરતો હતો એક દહાડો તે ખાવાનુ મેળવવા માટે અહીથી તહી ભટકે છે, તેવામા તેની નજર પેલા ગૃહસ્થને આગણે પડેલા અજીઠા ખોરાકપર પડી અને તે ખાવા માટે તે ત્યા ગયો. તેને આવતો જોતાજ તે ઘરનો ચોકીદાર કૂતરો જે તેનો મા-જણ્યો ભાઇ-મોતીઓજ હતો, તે ક્રોધથી ભસતો તેના સામો ધસી આવ્યો અને તેને અટકાવ્યો લોઠીઓ જાતે ગરીબ હોવાથી અટકયો અને બોલ્યો, " હુ તારો સગો ભાઇ છુ તે નહિ હોઉ, તોપણ આ એઠવાડ જે નકામો ગણી ફેકી દીધેલો છે, તે પડી રહી સડી જાય, તે કરતાં તો મારા જેવા કોઇ ભૂખ્યા પ્રાણીના પેટમા જઇ તેનો જીવ બચાવે તેજ વધારે સારૂ છે એથી ભૂખ્યાની ભૂખ મટશે અને તારા શેઠને આશિષ પણ મળશે " પણ આ વાજબી બોધની અસર મોતીઆ પર થઇ નહિ અને ઉલટો વધારે ક્રોધે ભરાઇને લોઠીઆ ઉપર ધસી ગયો.

મોતીઆને આમ છેક ખુનપર ચઢેલો જોઇને, બાપડો રંક લોઠીઓ પૂછડુ પગમા ઘાલી ગુપચુપ ત્યાથી જતો રહ્યો થોડા મહિના પછી મોતીઓ કોઇ મોટી કસુરમા આવી જવાથી તેને તે ઘરમાથી હાકી કહાડવામા આવ્યો અને તેથી તે પણ પોતાના રંક ભાઈ લોઠીઆની પેઠે હાડમારીથી પોતાનુ પેટ ભરવા લાગ્યો, પણ આ વેળા લોઠીઓ ન્યારી જ સ્થિતિમા આવેલો હતો જે લત્તામા તે રહેતો હતો, ત્યાના પારસીઓને પોતાના ધર્મને લગતી અમુક ક્રિયામા કામે લગાડવા માટે એક કૂતરો જોઇતો હોવાથી અને આ કૂતરો નરમ સ્વભાવનો જણાયાથી તેઓએ તેને રાખી લઇને તેનુ બહુ હેતથી પોષણ કરવા માંડ્યું હતું એકવાર એવુ બન્યુ કે જેમ આ લોઠીઓ પેલા ગૃહસ્થને આગણે પડેલુ એઠુ ખાવા ગયો હતો, તેમ હવે તેનો ભાઈ મોતીઓ એક

દહાડો લોઢીઆના ધણીને આગળ પડેલુ એઠુ ખાવા આવી ચઢયો. તેને જોઇ લોઢીઆને ક્રોધ તો બહુએ ચઢયો અને તે જો ચાહત તો તેની સામો થઇ તેને હાંકી પણ કાઢત, પરંતુ તે તેના જેવો અદેખો તથા અભિમાની ન હતો, તેથી તેણે તેને તે એઠુ ખાવા દીધુ તે ખાઇ રહ્યા પછી તેની આગલી ક્રૂરતાની યાદ દેવડાવી, અને હવે પછી તેવી હલકાઇ ન કરવાની શિખામણ આપી

બોધ-માણસની સારી કે માઠી સ્થિતિ, ઘણીવાર સારા યા માઠા સંજોગો આવી પડવાથી થાય છે સારા સંજોગવડે સારી સ્થિતિ પામેલા માણસે, તેટલા માટે પોતાથી કમનસીબ માણસો સામે તિરસ્કાર દેખાડવો ઘટે નહિ એ અહંકાર છે, અને અહંકાર કરનાર માણસ પડતી દશામા આવ્યા વગર રહેતો નથી સારી સ્થિતિવાળાનો અહંકાર અને માઠી સ્થિતિવાળાની સબુરી તેઓની દરેકની સ્થિતિ બદલી નાખે છે, માટે જેમ સારી સ્થિતિવાળાએ માઠી સ્થિતિવાળાને ધિક્કારવો ન જોઇએ, તેમ માઠી સ્થિતિવાળાએ સારી સ્થિતિવાળાની અદેખાઈ કરવી ન ઘટે એમા પણ સારી સ્થિતિવાળાએ વિશેષ સંભાળ રાખવાની જરૂર છે, કેમકે માઠી સ્થિતિવાળો શખસ પડી ચુકેલો હોવાથી તેને ફરી પડવાની ધાસ્તી નથી અને સારી સ્થિતિવાળો ઉંચે ચડેલો હોવાથી તેને પડવાની ધાસ્તી રહે છે, અને પડીને જો પોતે ધિક્કારેલા શખસની આગળજ જવુ પડે તો ભારે લજ્જા ઉપજાવનારૂં થઇ પડે છે

## કથા ૧૨૭ મી—વિમાની અને ગરુડ

એક વિમાની પોતાના ગંજાવર વિમાનમા સવાર થઈ, હવાઇ મુસાફરી કરતો હતો તેને એક ગરુડ પક્ષી ઉડતુ મળ્યું, જેના ચાળા પાડી તે બોલ્યો, "મગરૂર ગરૂડ ! અત્યાર સુધી તુ હવાઇ પ્રાણીઓનો રાજા કહેવડાવે છે, પરંતુ હવે તારાથી એવી મગરૂરી લઈ શકાશે નહિ. હવે

તો હું મનુષ્યજાતિજ, તમો સર્વ હવાઇ પ્રાણીઓનો રાજા ગણાઇશ જો આ મારૂ વિમાન ! શી છે એની ઉડવાની ઝડપ ને શક્તિ ! છે તારામાં ઉડવાનુ એવુ જોર ? " આમ કહેવા સાથે આ વિમાની સડસડાટ પોતાનુ વિમાન ઉચે ઉડાવી ચાલ્યો ગરુડે તેની પૂઠ પકડી પણ ફોકટ; પણ તેવામાજ એક અકસ્માત નડવાથી તે ફાટી ગયુ અને વિમાની જમીનપર પટકાઇ પડી તત્કાળ મરણ પામ્યો તેને મુએલો જોતાજ પેલુ ગરુડ ઉડતુ આવીને તેનાપર બેઠુ અને તેના અહંકાર ઉપર હસવા લાગ્યુ

**બોધ**—બીજાના કરતા સારી સ્થિતિ ભોગવનાર માણસોએ અભિમાનમા આવી જઇને બીજા નબળી સ્થિતિવાળાઓને ઉતારી પાડવા નહિ કહ્યુ છે કે અભિમાન તો રાજા રાવણનુ પણ ન રહ્યુ બીજો બોધ આમાથી એવો લેવાનો છે કે પારકા આધાર ઉપર રહેવા કરતા પોતાનાજ આશ્રય ઉપર રહેનાર માણસ વધારે સારો છે

## કથા ૧૨૮ મી—માંકડાં તથા ગધેડાનુ નાટક

એક માણસ થોડાક માકડાને રાખી તેમને તમાશામા નચાવી ખેલ કરતો હતો એક વખત તક મળી જવાથી તેઓ તેની પાસેથી વગડામા નાસી ગયા અને પોતાનુ ગુજરાન કેમ કરવુ તેનો મનસુબો કરવા બેઠા ઘણો વિચાર કર્યા પછી તેઓએ ઠરાવ કર્યો કે " આપણે નાટકનો ધધો કરવો જગલવાસી પ્રાણીઓએ નાટક જેવું કાઇ જોયું નથી, તેથી આપણુ નાટક જોઇ તેઓ આશ્ચર્ય પામશે અને આપણુ ગુજરાન ચાલવા જોડે તેઓ વચ્ચે આપણી પ્રતિષ્ઠા પણ વધશે આપણે તમાશાઓમા નાચવાનુ કામ કરી આવેલા હોવાથી, નાટકનુ કામ સહેલથી કરીશુ " આ ઠરાવ કરવા જોડે તેઓએ થોડાક ગધેડાઓને પણ પોતાના કામમા સામેલ કર્યા, કેમકે ગધેડાઓ પોતાના વિચિત્ર ભુકણથી તથા લાબા કાનથી તમાશગીરોને વધારે રમુજ આપશે એમ

તેમને લાગ્યું એવી એવી સામગ્રી કરીને તઓએ જંગલમા નાટક ભજવી દેખાડવા માડયુ તે જોવાને જ ગલી તેમજ ગામડાવાસી પ્રાણીઓ પણ આવ્યા નાટકમા માકડા અને ગધેડા જે નાચકૂદ અને ભુ કણ કરે, તે જોઇ તમાશગીર પ્રાણીઓ હસતા હોવાથી, નાટકકાર પ્રાણીઓ સ-મજ્યા કે આપણુ નાટક ઘણુ પસદ પડતું થયું છે તેથી ખેલ સમાપ્ત થયા પછી તેઓએ પોતાના ખેલની સ્તુતિ કરી તમાશગીરોનો તે માટે અભિપ્રાય માગ્યો તમાશગીર પ્રાણીઓ તરફથી એક ઘોડો, જે "સર-કસ" મા ખેલો કરી આવેલો હતો તથા જેણે શહેરમા નાટક તથા તમાસા ઘણા જોયા હતા, તેણે કહ્યુ, "આજે અમે જે જોયુ તે નાટકના કરતા ફારસ જેવુ વધારે લાગે છે અને અમો પેટ ભરીને હસ્યા છીએ તે આ માકડા તથા ગધેડાઓની હસવાજોગ અજ્ઞાનતા અને મૂખાઇ ઉપર, નહિ કે તેમની કોઇ ઉચા પ્રકારની કળાથી નાટકકાર માકડા તથા ગધેડા આથી બહુ ફીક્કા પડયા અને પોતાની ટેક જાળવવા માટે એટલુ જ બોલી મનમા સતોષ પામ્યા કે, " આ તમાશગીરોને અમા-રી યોગ્યતાની કદર નથી "

બોધ—કેટલાક મોટા અને વિદ્વત્તાના કામો, ઉપર ઉપરથી જોતા સહેલા અને લલચાવનારા લાગે છે, પણ બજાવવામા તે બહુ કઠણ હોય છે, તોપણ અજ્ઞાન અને ઉછાછળા લોક, મુખ્ય કરીને ઉછરતા જુવાનીઆઓ, તેમા એકદમ ઝપલાવે છે તેઓ તેવા ખરેખરા કામ તો બજાવી શકતાજ નથી અને તેની કાચી નક્કલજ માત્ર કરે છે સાધારણ લોકો થોડો વખત તેમનાથી ઠગાય છે, પણ અનુભવી અને વિદ્વાન માણસો તો તેમનાથી કટાળો પામી દૂરજ રહે છે એવા મોટા કામો અયોગ્ય પુરુષોને હાથે પડયાથી તે કરનારાઓ તથા તે કામો પણ હાસીમા આવે છે અને હલકા પડે છે જેમ કજોડુ ન શોભે, તેમ અયોગ્ય માણસના હાથમા ઉમદા અને મોટુ કામ ન શોભે એ બનેનો મેળ બેસતોજ નથી અને છેવટે તેઓ નુકશાની ખમીનેજ છુટા પડે છે

## કથા ૧૨૯ મી—પદવી પામેલું ઉંટ અને રાજદ્વારી હાથી

માણુસોની પાઠશાળાની નકલ કરીને બીજા પ્રાણીઓએ પણ એકવાર એક વગડામા પાઠશાળા સ્થાપી તેમા કેળવણી લઇ પદવી મેળવીને એક ઉંટ બહાર પડ્યું પોતાની કેળવણી અને પદવીને માટે તેનામા એટલુ બધું અભિમાન ઉત્પન્ન થયું, કે તે પણ ભલા ભલા મોટા પ્રાણીઓની ઠેકડી કરવા લાગ્યુ એક દહાડો એક દરબારી હાથીને કસબજડિત શણુગાર તથા સોનેરી અ બાડીથી સજ્જ થયેલો જોઇ, તેનો તિરસ્કાર કરીને તે બોલ્યુ. "હે મૂઢ ! તુ મારા જેવી કેળવણી કે પદવી પામ્યો નથી, છતા રાજવ શી ભપકો કરીને ફરે છે તે માટે તને શરમ છે તારો સઘળો શણુગાર તને નહિ પણ મને ઘટે છે તો તત્કાળ એ મારે સ્વાધીન કર, નહિ તો મારી કેળવણીના બળથી જગમા તારી ફજેતી કરીશ " આ અપમાનભરેલા શબ્દો સાભળી ગજરાજને રીસ ચઢી તે બોલ્યો, તુચ્છ પ્રાણી ! તુ કેળવણી અને પદવી પામ્યુ તોએ તુ છે તો ઉંટનુ ઉટજ ! તારૂ બેડોળ મોઢુ, ખુધી પીઠ અને મૂર્ખ સ્વભાવ હજુ બદલાયા નથી, છતા તુ મને તારા કરતા હલકો લેખે છે તો જોઇ લે તારાને મારા વચ્ચેની સરસાઇ " એમ કહી તેણે પોતાની બળવાન સૂઢવડે પકડીને તેને હવામા ઘુમાવીને બાજુએ ફેંકી દીધુ

બોધ—ફક્ત શાળાની અથવા ચોપડીની કેળવણીથીજ માણુસ મોટાઇ પામતુ નથી તે જોડે તેનામા ચ ચળ બુદ્ધિ, અનુભવ અને ઉચા ગુણો પણ હોય તોજ માણસ, પછી તે ગમે એવી હલકી સ્થિતિમા જન્મ્યો હોય તોપણ મોટાઈ પામે છે, અને એવા ગુણવાળા માણુસે, નિશાળની કેળવણી ન લીધી હોય તોપણ તે મોટાઈ પામવાને વધારે લાયક હોય છે, અને કેળવણી પામેલા પણ ગુણો વગરના માણુસો ઉપર તેઓ જય મેળવી શકે છે શાળાની કેળવણી પામેલા ઘણા શખ્સો એ વાત સમજતા નથી, તેથી પોતાને માટે ફોગટ મોટો

વિચાર આધી લઈ ગર્વને લીધે લોકોમા અળખામણા થઈ પડે છે તથા દુ ખી થાય છે.

## કથા ૧૩૦મી—બાઈનુ કુરકુરિયું અને ભટકતો કૂતરો

એક સુદર નાજુક વિલાયતી કુરકુરીયાને તેની બાઇ લાડથી રમાડતી હતી તેવામા, મહોલ્લામા ભટકતો એક કૂતરો ત્યા આવી લાગ્યો અને આ ભાગ્યશાળી કુરકુરીયાના સુખ માટે આશ્ચર્ય બતાવતો ઘરને આગળ ઉભો બાઈએ તેની કાંઈ દરકાર કરી નહિ; પણ કુરકુરિયુ તોરથી તેની સામે " બાઉ વાઉ " કરવા મ ડયુ વિના કારણે તેને ભસતુ જોઇ કૂતરો પોતાનુ જોર દબાવી શકયો નહિ, એટલે તે પણ જોરથી તેની સામો ભસ્યો બાઇને તે માટે રીસ ચઢી અને પોતાના નોકરને બોલાવી લાકડી વડે તેને હાકી કઢાવ્યો તે કુતરાને નાસતો જોઈ, પોતાની જય થયેલી માની કુરકુરિયુ વધારે જોરથી ભસવા મ ડયુ તેથી કૂતરાયે નાસતા નાસતા કહ્યુ કે " પરાયા જોરપરજ તારી આ સર્વ ધામધૂમ છે જરા બાઈની કેડ છોડી મહોલ્લામા મારી સામે આવે, તો તને ખબર પડે કે તારામા કેટલુ બધુ જોર છે "

બોધ—નિર્બળ અને હલકા માણુસોની જીભ બહુ લાબી રહે છે, તેમા પણ જ્યારે તેમને મોટા માણુસની ઓથ મળે છે ત્યારે તો તેઓ ગમે એવા બળવાન માણુસોનું પણ અપમાન કરે છે અને પોતે કેટલાય મહાન હોય એવુ અભિમાન દાખવે છે આવી રીતે તેઓ જબરા માણુસોને પોતાના શત્રુ કરીને પોતાનુજ ભવિષ્ય બગાડે છે પણ તેનુ કશું ભાન તેમને રહેતું નથી

## કથા ૧૩૧મી—ખાઉધરી કૂતરી અને નાનકડી ચાકરડી

એક મહોલ્લામા એક કૂતરી રહેતી હતી તે બહુ ખાઉધરી અને

કરડકણી હતી મહોલ્લામાથી પસાર થતા માણુસો સામે તે ભસે ને હુમલો કરે ત્યાના એક ઘરધણીની એક ચાકરડી, જે નાની વયની છોકરી હતી, તે છોકરી જયારે પણ ઘર બહાર નીકળે કે આ વઢકણી કૂતરી તેણી સામે ભસી તથા ધસી આવીને તેણીને બૂમ પડાવે અને તે બાપડી રડી પડે, બેસી પડે કે નાસી જાય, ત્યારેજ તેણીનો પીછો છોડે. એ કૂતરી વળી ખાધરી હતી અને કોઈનુ પણ બારણુ ઉઘાડુ જોતા, ઘરમા પેસી ખાવા જેવુ જે પણ હોય તે ખાઇ જતી પેલી છોકરીના શેઠના ઘરની બારી એક રાતે ઉઘાડી રહી જવાથી આ ખાધરી કૂતરી તરતજ કાઈ ખાવાનુ મેળવવાના લોભથી ઘરમા પેઠી છોકરીએ તેને જોતાજ ઝટ દોડી જઇ બારી બ ધ કરી અને કૂતરીને ઘરની અ દર ઘેરીને ડગોરાવડે સારી પેઠે માર માર્યો આ કૂતરી જો કે કરડકણી હતી અને પેલી છોકરી કરતા જબરી હતી, તથાપિ માર ખાઇ દયાના પોકાર કરવા સિવાય તે બીજુ કાઈ કરી શકી નહિ, કારણ કે આ વેળા તે એક ચોરતરીકે ઘરની અ દર સપડાઈ હતી અને વળી છોકરીને સહાય થવાને બીજા માણસો તૈયાર હતા

બોધ—તોછડા તથા વઢકણા માણસથી સૌ બીતા રહે છે, પણ તે જ્યારે સપાટામા આવે છે, ત્યારે તેઓ બેવડા ગુસ્સાથી તેને બને એટલી વધારે સજા કરે છે માણસે તેટલા માટે તોછડા અને વઢકણા થવુ જોઇએ નહિ વળી માણસે ખાવા પીવાની બાબતમા પણં લાલચુ અને ઘુસણીઆ થવુ જોઈએ નહિ, નહિ તો તેનુ અપમાન થયા વગર રહેતુ નથી

## કથા ૧૩૨મી—પદેરો અને કસારી

પડી ભાગેલા એક ઘરમા એક કસારી ફરતી હતી, તેની સામે એક પદેરો આવી લાગ્યો તેની દુર્ગ ધથી ત્રાસ પામી કસારી દૂર ખસી ગઇ પદેરાએ કહ્યુ, “કસારી બાઇ ! મારાથી આઘા શામાટે

બસો છો ? જુઓ મારામા કેવી સરસ સુગધ છે ! એવી સુગધ તો ગુલાબ ને અત્તરમા પણ નથી " કસારી બોલી , " તમારી એ સુગધ તમને મુબારક પદેરાજી ! તમને એ સુગધ સરસ લાગે છે તો સુખે તેનો લહાવો લીધા કરો, પણ મને તો એ દુર્ગધ કરતા પણ ખરાબ લાગે છે અને તમારો વાસ હુ લઉ તે કરતા મારૂ મોત આવે તો સારૂં એટલો કટાળો મને છુટે છે " એમ કહી કસારી ઝટ ત્યાથી ચાલી ગઈ અને પદેરો તેણીને મૂર્ખ ગણીને હસ્યો

બોધ–કેટલાક માણસો એવા મૂર્ખ અને મૂઢ મતિના હોય છે, કે પોતામા જે ખોડ હોય તે સમજી શકતા નથી, એટલુજ નહિ પણ તે ખોડને પોતાનો સદ્ગુણ માની તેને માટે બીજા આગળ વડાઇ લે છે આમ કરવાથી ઉલટી તેઓની ખોડ હોય છે તે કરતા પણ વધારે ખરાબ સામાને લાગે છે સમજુ અને સદ્ગુણી માણસો એવા માણસોથી દૂરજ રહે છે, માટે માણસે પોતામા ખોડ હોય તે જાણી લઇ તેને સુધારવી જોઇએ

---

## કથા ૧૩૩મી—બપૈયો અને ખેડુત

એક બપૈયો ભરચોમાસામા ઝાડની ડાળીપર બેસી, રડવા જેઓ સ્વર કાઢ્યા કરતો હતો એક ખેડુત ત્યાના ખેતરમા ડાંગેરની રોપણી કરતો હતો તેણે તેને કહ્યુ, " સુદર બપૈયા ! તુ શા માટે આમ રડે છે ? પક્ષીઓ તો હમેશ ખુશમિજાજી ને રમતિયાળ હોય છે અને સર્વ પક્ષીઓ અહી ઉડતા રમતા તરેહવાર મધુરા અવાજ લલકારે છે. વળી મેઘરાજાએ મનમાનતી વૃષ્ટિ કરી સઘળે લીલાલહેર કરેલી જોઇને મનુષ્યો તથા પ્રાણીઓ સર્વ કોઈ આનદ કરે છે માટે હુ ઇચ્છુ છુ કે સર્વની પેઠે તુ પણ આ કુદરતી આનદમા ભાગ લે " બપૈયો નિશ્વાસ નાખી બોલ્યો, " તેમ મારાથી બની શકવાનુ નથી. ભલા ખેડુત ! હુ

દિલનો બળેલો છુ, મેઘની વૃષ્ટિથી ધરતીપર ગમે એવી લીલાલહેર થઈ હોય, પણ મને તો સઘળુ બળેલુ અને કાળુ લાગે છે, તેથી માત્ર દુ ખનો સ્વર કાઢવાથીજ મારા દિલને ધીરજ મળે છે ”

**બોધ**—અનેક માણુસો રોગથી, વિયોગથી, મરણના ઘાથી અને બીજા કારણોથી સદા બળેલા જળેલા રહે છે અને તેમના દિલની અગન સાધારણ ઉપચોથી મટી શકતી નથી તેમને આખી દુનિયા દુ.ખી ને અકારી લાગે છે, અને ગમે એટલી દોલત તથા સુખના બીજા સાધન હોય તોપણ તેમને તેવડે સુખ મળી શકતુ નથી તેઓ માત્ર દુ ખનાજ ઉદ્ગાર કાઢયા કરે છે અને તેમ કરવાથી તેમના દિલને કાંઈ પણ ધીરજ મળે છે

## કથા ૧૩૪મી—પર્વત અને પ્રવાસી

એક મુસાફર જ ગલમાથી પસાર થતો હતો, તેને એક પર્વત દેખાયો આ પર્વત સુવાળો અને વળી પડોસમાજ હોય તેમ લાગતો તેથી તેની ઉપર ચઢીને કુદરતની રચના જોવાને મુસાફરનુ મન લલચાયુ સહેજ વખતમા તેની પાસે પહોચી જઇશ એવી ખાત્રી સાથે તે આગળ વધ્યો, પણ પર્વત તો આઘોને આઘોજ રહ્યો કેટલાક કોસની મુસાફરી કર્યા પછી તથા કેટલાક કલાક વહી ગયા પછીજ તે પર્વત પાસે પહોચ્યો, પણ પાસે જઇને જોતા તેનુ સ્વરૂપ પણ પહેલાના કરતા જૂદુ જ—એટલે ખીણો, ટેકરા, ઝાડી, પથરા વગેરેથી તદ્દન ખડબચડુ જણાયુ. તેથી વિસ્મય થઇ મુસાફરે આ ફેરફારનુ કારણ તે પર્વતને પૂછ્યુ તેનો ઉત્તર પર્વતે આ પ્રમાણે દીધો, “હુ તો જે જગાએ છુ તેજ જગાએ છુ અને જેવો છુ તેવોજ છુ દૂરથી જોવાને લીધે મને પાસે માનવામા તથા મને સુવાળો સમજવામા તારી આખો ઠગાઇ છે મારી અતિશય મોટાઇ ને લીધે, હુ, આઘો છતા તારી નજરે પડયો હતો અને તારી આખો નાની ને નિર્બળ હોવાથી મારૂ ખરૂં

રૂપ જાણવામા નિષ્ફળ થઈ હતી એમા કસુર મારી નથી, પણ તારી નિર્બળતાની છે હજુ પણ તું મારે મથાળે જઈને જોઇશ તો મારામા તને નવા નવા રંગ ઢંગ દેખાશે ”

બોધ—મહાન પુરુષો ગમે એટલા વેગળા ને એકાતમા રહેતા હોય, તોપણ પોતાની મોટી લાયકાતને લીધે લોકોની જાણમા આવી જાય છે અને લોકો તેમને જોયા જાણ્યા વિનાજ દૂરથી તેમના ગુણ-દોષવિષે તરેહવાર કલ્પિત વાતો ચલાવે છે તેમની નજદીક પહોચવુ અથવા તેમની મુલાકત લેવી, એ સાધારણ લોકોથી બની શકતુ નથી, અને જો કોઈ મળવા પામે છે તો પોતાની આગલી ધારણા કરતા તેમને જૂદાજ ખવાસના જોઇ આશ્ચર્ય પામે છે; પણ એમા ભૂલ તેમની પોતાનીજ ગણાય જગતમા જાણીતા માણસોને માટે તેમનામા ન હોય એવા સદ્ગુણો તેમજ અવગુણોની ગપસપ ઘણીવાર ફેલાયા કરે છે, તે ઉપરથી તે દરેક વાત સાચી માની લેવાની ભૂલ ન કરવી જોઈએ

---

## કથા ૧૩૫ મી—મોર અને તેતર

એક વગડામા મોર અને તેતર વચ્ચે એવી મિત્રાચારી બધાઈ કે એકબીજાને મળ્યા વગર ચાલે નહિ મોર જો કે સઘળી રીતે તેતરથી ચઢતો હતો, તોપણ મિત્રધર્મમા તે પોતાનુ ચઢતાપણુ ભૂલી ગયો અને તેતરને પોતાની બરાબરનુ ગણવા લાગ્યો તેની પ્રીતિનો લાભ લઈ એક દહાડો તેતરે કહ્યુ, “ પ્રિય મિત્ર ! તમારી મિત્રાચારીથી મે ઘણુ મેળવ્યુ છે અને તે માટે તમારો ઉપકારી છુ, પણ દિલગીર છુ કે તમારો નાચવાનો હુન્નર તમે હજુ મને શીખવતા નથી. એ હુન્નર પક્ષીની જાતમાટે સર્વોપરિ છે એમ મને લાગે છે મોરે મોટા ઉત્સાહથી એ વાત ઉચકી લીધી અને તેતરને નાચવાની કળા

શીખવવા માંડી ઘણા દહાડા સુધી મોરે બહુ બહુ મહેનત લીધી, પણ તેતર તેના નાચની એકે કળા શીખી શક્યુ નહિ ઉલટુ નાચવાનો યત્ન કરતા તે પોતાની ચાલ પણ ભૂલી જઇને ભોયપર અલેટાઇ પડે. તેથી નિરાશ થઇ મોરે તે વાતથી હાથ ઉઠાવ્યો ને કહ્યુ, " વહાલા તેતર! તમે જોયુ છે કે મે મારે મહેનત કર્યા છતા તમે નૃત્યકળા શીખી શકતા નથી અને હુ તમને ખાત્રીથી કહુ છુ કે તમે કદી શીખી શકનાર નથી. એ હુન્નર કાંઈ શીખવેલો શીખાતો નથી, એ તો ઈશ્વરકૃપાથી અમોને જન્મવા સાથેજ મળે છે માટે હવે તમે એ છોડી દો ને તમારે લાયકનો કોઈ બીજો હુન્નર શીખો, કે જેથી તમારો તેમ મારો વખત ફોકટ જાય નહિ " આ વાત સાચી છે એમ જો કે તેતરને લાગ્યુ, તોપણ પોતાની લાજ રાખવા અને સરસાઈ જણાવવા માટે તે બોલ્યુ, " પ્યારા મિત્ર ! તમારી મહેનત માટે હુ તમારો ઉપકાર માનુ છુ, પણ દીલગીર છુ કે તમારી આ વાત સાથે હુ એકમત થઇ શકતુ નથી નાચવાનો હુન્નર હુ શીખી શક્યુ નહિ તેનું કારણ કા તો એ હુન્નર પોતેજ શીખવા માટે અયોગ્ય છે અથવા તો તમને તે શીખવતા આવડતુ નથી।એ બેમાનુંજ જે તે એક હોવું જોઇએ

બોધ–કેટલાક માણસ એવા જડ બુદ્ધિના હોય છે કે તેઓ પણ ઉમદા વિદ્યા કે હુન્નર શીખી શકતા નથી, અને પોતાની એ નિષ્ફળતા માટે તેઓ પોતાના બુદ્ધિબળની ખામી નહિ સમજતા ઉલટી તે વિદ્યાહુન્નરની અથવા તો પોતાના ગુરુની કસુર કાઢે છે એ કથાનો બીજો બોધ આ છે કે દરેક માબાપે પોતાના છોકરાઓને, તેમના મનની શક્તિ તથા વલણ તપાસીને તેને અનુકૂળ આવે એવા પ્રકારનીજ કેળવણી આપવી જે જાતનો અભ્યાસ તેમનાથી થઇ શકે નહિ તેવા અભ્યાસનો ફરજીયાત બોજો તેમનાપર નાખવાથી તેઓ તેમા નિષ્ફળ થાય છે અને તેમના પાછળ રોકેલો વખત તથા ખર્ચેલા પૈસા વ્યર્થ જાય છે વળી તેવા અભ્યાસીઓની મનશક્તિ બગડીને, પોતાને લાયકનો અભ્યાસ

કરવામા પણ તેઓ પાછળ પડે છે ટુંકમા તેમની સ્થિતિ "અતો ભ્રષ્ટ તથા તતો ભ્રષ્ટ" જેવી થાય છે એ કથાનો ત્રીજો બોધ એવો છે કે કવિતા કરવાની કે તેવી બીજી શકિતઓ માણસના જન્મ સાથે કુદરતથી મળે છે, શીખવા યા શીખવ્યાથી તે મેળવી શકાતી નથી જેઓ પોતામા આવી કુદરતી શકિત હોયા વગર કવિતા જોડવાનુ કામ કરે છે, અથવા કવિમા ખપવા માગે છે તેઓ અમસ્થાજ ફાફા મારે છે અગ્રેજીમા કહેવત છે કે " કવિ બનતો નથી, પણ જન્મે છે "

## કથા ૧૩૬ મી—બે બદુકો અને ન્યાયદડ

" માર્ટીની હેનરી " તથા " તથા મેગેઝીન રાઈફલ " એવા નામની બે જૂદી જૂદી જાતની બદુક આવે છે તે બંનેમા એકમેકની સરસાઇવિષે તકરાર ઉઠી એક કહે, વધારે અને ઝડપથી ગોળી ફેકવામા હુ સરસ છુ અને મારાવડે લડાઇમા ઘણા માણસોનો ઘાણ નીકળે છે બીજીએ આ વાતની ના પાડી તેવી સરસાઇ પોતે લેવા માગી. તકરાર રસપર ચઢતા બને ગાળાગાળીપર અને છેવટે મારામારી પર આવી ગઈ તેમા પણ નિવેડો ન આવ્યાથી, તેઓ પોતાના વાધાનો ચુકાદો કરાવવા એક ન્યાયદડની પાસે ગઇ અને બનેએ પોતપોતાની સરસાઇના પૂરાવા તેની આગળ રજુ કર્યા તે સઘળું સાભળી લઇ અપક્ષપાત ન્યાયદડે ચુકાદો આપ્યો કે " તમો બને પોતપોતાનુ કામ બજાવવામા એકસરખી રીતે સરસ છો, પરતુ મારી નજરમા તો તમો કગાલ અને ઘાતકી દીસો છો તમારાવડે સખ્યાબધ નિર્દોષ માણુસો તથા પ્રાણીઓના જીવ જાય છે, છતાપણ અભિમાન લેતા હો તો ભલે, પણ મારા અભિપ્રાય પ્રમાણે તો તમારી એ સરસાઈ તે તમારૂ નીચપણુજ છે માણુસો તથા પ્રાણીઓના જીવ લેવાના કામમાં જબરા ગણાવા કરતા નબળા ગણાવુ સારૂ. તમો

ઘાતકી કામ કરીને તે માટે વડાઇ પણ લો છો, એ તમારો વધારે મોટો અપરાધ છે છતા જો તમો ચુકાદો માગતા હો કે તે કામમા પણ બે-માથી ચઢતુ કોણ તો તે ચુકાદો હુ એટલોજ આપુ છુ કે ' એક ઢેડ ઓર દુસરા કસાઇ '

**બોધ**–કેટલાક માણસો એવા ભુડા હોય છે કે પોતે કામો કરે છે તેને પણ સારા દેખાડીને તેની વડાઇ લે છે તેઓ જો પૈસાવાળા હોય છે, તો તેમની એ વડાઇને ટેકો આપનારા પણ મળી આવે છે અને તે-મની માઠી રીતિઓ પણ સારીમા ખપી જાય છે, પણ જે કામ ભુડુ તે ભુડુજ છે ભલા માણસોની અને ધર્મ, ન્યાય તથા પરમેશ્વરની નજરમા તે ભુડુજ દેખાવાનું અને તેનુ પરિણામ પણ માઠુજ આવવાનુ સોમલને સાકરનુ નામ આપીને ખાઇએ તેથી કાંઈ તે પુષ્ટિ આપતો નથી પણ જીવજ લે છે

## કથા ૧૩૭મી—બાળગાડીને જોડેલો બકરો અને બોજો ઘસડનાર બળદ

એક શ્રીમતને એક મોટો અને તોફાની બકરો હતો એ બકરાને કામે લગાડવા માટે તેણે એક નાનકડી બનાવી, અને ગાડીમા પોતાના બાળકને બેસાડી બકરા પાસે તે ગાડી ખેચાવવા માડી એક દહાડો એ પ્રમાણે તે ગાડીને ખેચતો તે બકરો માર્ગમાથી પસાર થતો હતો, તેવામા અનાજભરેલુ એક મોટુ ગાડુ તેની સામે આવ્યુ બે બળદો શાતિથી તે ગાડાનો ભારે બોજો તાણુતા હતા બકરાએ તેમનો તિર-સ્કાર કરી કહ્યુ, " પોઇસ ! બાજુ ! જોતા નથી કે એક આખા બાળક-નો બોજો ઉઠાવી હુ ફરૂ છુ અને મારા એ મહેનતભરેલા કામમા અટકાવ થવો ન જોઇએ ? " પેલા બળદોમાનો એક બોલ્યો " તારા જેવા નિર્જીવ પ્રાણીનેજ એ બોજો ભારે લાગે અમારા મનથી તો તે

રમત જેટલીજ છે તેને માટે તુ આટલો બધો દમ કસે છે, તે જોઇ અમને રમુજ લાગે છે તારા કરતા સોગણો વધારે બોજો ઉઠાવીને અમે સે કડો માઇલની મુસાફરી, જ ગલી તથા પહાડી માર્ગોપર કરીએ છીએ તો પણ અમો તે માટે એક શબ્દ પણ બોલતા નથી

બોધ–કેટલાક માણસો નજીવા કામ કરી તેમાટે મોટી વડાઇ લે છે અને મહાભારત કામ કરનારાઓના બરાબરીઆ અથવા તેમનાથી પણ વધુ કામ કરનારા, પોતાને સમજે છે તેઓ માત્ર પોતાનુ અજ્ઞાન તથા નબળાઇજ ઉઘાડી પાડે છે અને મોટા કામ કરનારાઓ વચ્ચે તેમની હાસી થાય છે કેટલાક લેભાગુ લખનારાઓ તથા કાચા ગ્રંથકારો પોતાને મોટા વિદ્વાન, કવિ કે ફિલસુફ સમજે છે અને ખરેખરા વિદ્વાન, કવિ કે પ ડિતના લખાણોપર ટીકા ચલાવીને પોતાને તેમના સરખા, બલ્કે તેમનાથી ચઢીઆતા દેખાડવા મથે છે, પણ તેઓની સ્થિતિ આ કથામાના બકરાના જેવી છેવટે છે, કે જે બકરો દેખીતો નિર્બળ છતા બળવાન બળદ કરતા પણ પોતાને ચઢતો મનવવા માગતો હતો

## કથા ૧૩૮ મી—ઘોડા પાછળ ભસનારો કૂતરો

એક નામીચો ઘોડો પોતાના સ્વારને લઈ અમુક રસ્તેથી વખતો વખત આવજા કર્યા કરતો હતો તે રસ્તાપર એક વઢકણો કૂતરો રહેતો હતો. તે હમેશ ઘોડાની પાછળ ભસી તથા ધસીને તેને ત્રાસ આપ્યા કરતો, પર તુ ઘોડો તેની કશી પરવા કરતો નહિ કૂતરો આથી ગર્વ ધરીને એમજ સમજતો કે ઘોડો મારાથી બીએ છે, ને તેથી રોજ રોજ વધારેનો વધારે તેની પૂ ઠે લાગી તેને પજવતો પ્રથમ તો તે આઘેથીજ ભસીને રહેતો, પણ પછી તેના પગસુધી ધસી જઇ તેને બચકુ ભરવાની કોશીશ કરવા લાગ્યો તેમ કરવા જતા એક દહાડો ઘોડાની લાત તેના મોઢાપર પડી, જેથી તે એટલો જખમી થયો કે તેનાથી ખાઈ

પી શકાયુ નહિ અને રીબાઇને રીબાઇને થોડા દહાડામા મરણ પામ્યો

બોધ–નિર્બળ માણસોએ બળવાનની સાથે હામ ભીડવી નહિ. બળવાન માણસોને તો એથી કઇ નુકસાન થતુ નથી અને તેઓ તેમને પોતાથી હલકા ગણી જાહેર રીતે તેમની સામે ઉપાય લેવાને પણ જરૂરનુ સમજતા નથી, તોપણ તેમના મનમા ક્રોધ તો રહે છેજ અને જ્યારે પણ તે માણસ પોતાના લાગમા આવે છે ત્યારે તેને પોતાના મોટા બળથી કચડી નાખે છે

## કથા ૧૩૯ મી—જળપાત્રમાં પડેલુ મગતરૂ

એક મગતરૂ ઉડતા ઉડતા જળથી ભરેલા એક વાસણમા પડયુ તેને એવુ લાગ્યુ કે હુ એક મહાસાગરમા પડ્યું છુ તેથી તે બહુજ ગભરાવા લાગ્યુ તેનો ગભરાટ જોઇ એક શખસ, જે ત્યા ઉભેલો હતો તે બોલ્યો, "એક વાસણમાના પાણીમા પડયાથીજ તુ એવડુ દુ ખ પામે છે, તો પછી મોટા સમુદ્રમા તુ શુ કરે ?" મગતરાએ ઉત્તર વાળ્યો, "ભાઇ ! તારા મનથી આ પાણી થોડુ હશે પણ મારે માટે તો તે એક સમુદ્રના જેટલુ જ છે તારામા જો દયા હોય તો આ સ કટમાથી મને બહાર કાઢ અને વધતા ઓછા પાણીનો વિચાર છોડી દે"

બોધ–એકજ દુ ખ જૂદી જૂદી સ્થિતિના માણસપર જૂદી જૂદી અસર કરે છે નિર્બળને ભારે અને બળવાનને તે હલકુ લાગે છે એટલા માટે જો કોઇ નિર્બળ માણસ પોતાના દુ ખવિષે ફરિયાદ કરે, તો બળવાને તેને હસી કાઢવી નહિ, પણ તેની નબળાઈ તથા લાચારીનો વિચાર કરી તેને મદદ આપવી જોઈએ

## કથા ૧૪૦ મી—ઇફેલટાવર અને પીરામીડ

પારીસ શહેરમા ઇફેલ નામના નામાંકિત ઈજનેરે બહુ ઉચો મિ-

નારો બાધ્યો છે તે અર્વાચીન કાળના એક નામીચા બાધકામ તરીકે જગતમા વિખ્યાત છે અને "ઇફેલ ટાવર" ને નામે ઓળખાય છે તેની ઉચાઈ તથા સુદરતાના વખાણ થવાથી એક દિવસ તેને ગર્વ ઉપજ્યો અને પ્રાચીન કાળના ઇજીપ્તના પીરામીડ, જેમની પ્રશસા અદ્યાપિ પર્યત જગતમા ચાલુ છે, તેમની ઠેકડી કરીને બોલ્યો,"બૂઢા કાકા! હવે તમે તમારી મોટાઇનો દાવો છોડી દો તમારી કીર્તિના દહાડા હવે પૂરા થયા હવે તો મારીજ મોટાઇનો ડકો વાગે છે જગતમા હુ સર્વ કરતા ઉચો અને સુદર છુ મારી આગળ તમારી શી બિસાદ ?" પીરામીડે ઉત્તર વાળ્યો "ભાઇ એટલો બધો ઉતાવળો અને અધીરો ના થા. અમારા જેટલા તો શુ પણ અમારાથી સોમે ભાગે પણ વરસ કહાડ, અમારા જેવા ફેરફારો જો, અમારા જેવુ ટકાઉપણુ દેખાડ, અને તે પછી કીર્તિ તથા મોટાઇની વાત કર દુનિયામા મોટાઇ મેળવવી સહેલ છે, પણ ટકાવવી મુશ્કેલ છે માટે મોટાઇ મેળવવા કરતા ટકાવવામા વધારે કીર્તિ છે તારા દેશમા ભરતીઓટના પાણીની પેઠે જે ઉપરાછાપરી મોટા રાજદ્વારી ફેરફારો થાય છે તે જોતા અમને તો એમજ લાગે છે, કે દુનિયામા અમારી પાછીથી ઉભી થયેલી ઘણી ચીજોનો અત જેમ અમોએ જોયો, તેમ તારો અત જોવાને પણ કદાચ અમો જીવતા રહીશુ "

**બોધ**–કેટલાક જુવાનીઆઓ ઉછાછળા, બિનઅનુભવી અને કાચી સમજના હોય છે તેઓ પોતાના વડીલોની મશ્કરી કરી તેમની ખામી કહાડે છે અને તેમના કરતા પોતાને ડાહ્યા ગણે છે, પણ એ ભૂલભરેલુ છે વડીલોએ આપણા કરતા વધારે વરસ કાઢેલા હોય છે અને તેમનો અનુભવ બહોળો હોય છે દુનિયાની "લીલી સૂકી" તેઓએ વધારે જોયેલી હોય છે અને વળી તેઓ સુકાળ તથા નિર્દોષ સમયમા ઉછરેલા હોય છે તેથી આપણા કરતા તેઓ વધારે મજબૂત, વધારે પાકા અને વધારે ઠરેલ હોય છે માટે તેમની મશ્કરી કરી

તેમને ઉતારી પાડવા નહિ, પણ તેમને મોટાઇ આપી, તેમના પાકટ ડહાપણ, અનુભવ તથા સદ્ગુણોનો લાભ લેવો જોઇએ

## કથા ૧૪૧ મી—પાડો અને ગેંડો

એક પાડો પોતાના ધણીને ત્યાથી વગડામા નાસી ગયો ત્યા મહેનત કાઇ નહિ અને ચરવાનુ ઘણુ મળવાથી તે મસ્તાનો થયો અને નિર્દોષ પ્રાણીઓને દુઃખ દેવા લાગ્યો. એક સમયે તે વગડાના છેક ઉડાણમા પેઠો અને ત્યા એક ગેડાને જોયો ગેડાના વિકરાળ દેખાવથી પ્રથમ તે ભય પામ્યો, પણ તેને એકજ શિગડુ જોઇ તેણે હિમત પકડી કે “ મને બે મોટા શિગડા છે અને આને તો એકજ શિગડું છે ને તે વળી મારા કરતા નાનું તો એને મારી કાઢતા વાર શી? આમ સમજી તે ગેડા ઉપર ધસી ગયો અને તેની સાથે લડાઇ કરવા માગી ગેડો તેની સામે ઉતર્યો અને પહેલાજ હુમલામા પોતાના શિગડાવડે તેનો નાશ કર્યો

**બોધ**–જય મેળવવાનો આધાર વધારે ઓછા હથિયાર ઉપર નથી, પણ હથિયારની સરસાઇ અને તેને વાપરવાની કળા ઉપર છે આપણામા થોડી વિદ્યા હોય, પણ તે જો પાકી અને અનુભવસિદ્ધ હોય તો કાચી રીતે ઘણી ચોપડી ભરડી ગયલા કરતા આપણે સારા નિવડીશુ આપણી પાસે થોડા પૈસા હોય, પણ તે સરસ રીતે વાપરી શકતા હોઇએ, તો પૈસાવાળા મૂર્ખ માણસો કરતા આપણે વધારે સારૂ પરિણામ લાવી શકીએ

## કથા ૧૪૨ મી—સફેતામાં બોળાઇને ગોરો થયેલો કાગડો

કાળા રગ માટે પોતાની નાત–જાતની મશ્કરી થતી સાભળીને એક કાગડાએ એવો મનસુબો કર્યો કે કાઇ યુક્તિ કરી મારે ગોરા રગનો થવુ એક દહાડો એક ઘરને રગવા માટે સફેતો એક કુડામા તૈયાર થયેલો

જોઇ તેમા તે બોળાયો, અને સફેત રંગનો બની જઈને પોતાના કાળા જાતભાઇઓ કરતા પોતાને ચઢતો ગણી તોરમા ને તોરમા ફરવા લાગ્યો, પણ તેના જાતભાઇ કાગડાઓ તેના સામે રૂઠયા અને તેને નાતબહાર કાઢી તેની સાથે અન્ન, પાણી વગેરેના વહેવાર બંધ કર્યા સફેત કાગડાને તેથી બહુ દુખ ખમવુ પડયુ અને છેવટે થાકીને પોતાના અંગ ઉપરનો સફેત રંગ કાઢી નાખવાને તે ચોકખા પાણીમા ઝબકોળાયો, પણ તેના ઉપરનો રંગ ચીકણો હોવાથી નીકળી શકયો નહિ પછી તે ધૂળમા રોળાયો, તેથી પણ તેનો રંગ નીકળ્યો નહિ ને સામો તે વધારે બદશિકલ દેખાવા લાગ્યો સઘળા ઉપાયો એમ નિષ્ફળ ગયા અને સફેત કાગડો સદાનો પોતાના જાતભાઇઓથી બહારજ રહી ગયો

બોધ—પોતાની નાત-જાતના ચાલતા આવેલા બધાજ જૂના રિવાજ કાંઈ ખરાબ હોતા નથી માટે જે રિવાજને આપણે ખામી-ભરેલો સમજતા હોઈએ, તે ખરેજ તેવો છે કે આપણી સમજની ખામી યા ફાટાથી તેવો લાગે છે, તે વિષે ખાત્રી કરવી જોઇએ કેટલાક છાછળા જુવાનો તેવી ખાત્રી કર્યા વગર માત્ર પોતાના ફાટાથી કે બીજાઓની ખોટી સમજાવટથી નાતના રિવાજ તોડે છે, તેઓ નાતનું ભલુ કરી શકતા નથી અને નાતથી જૂદા પડી જઈને છેવટે દુખી થાય છે, તથા પસ્તાય છે

---

## કથા ૧૪૩ મી—ખોટું મોતી અને રાજકન્ય

એક રાજકન્યાના હાથમા એકવાર ખોટુ મોતી આવ્યુ એ મોતી તેણીએ પોતાના ગળાના પહેર્યું આથી લોકો તે મોતીને સાચુ માની તેની મોટી કિંમત આકવા લાગ્યા કોઈ કહે આ મોતી દશ હજારનુ છે, કોઈ કહે વીશ હજારનુ અને કોઇ તો કહે એક લાખ રૂપિયાનુ થોડા દહાડા પછી રાજકન્યાનુ દિલ આ મોતીપરથી ઉતરી ગયું અને

તે તેણે પોતાની એક દાસીને આપી દીધું જ્યારે દાસી તે મોતી પહેરીને ફરવા લાગી ત્યારે લોકોએ તે મોતીને ખોટુ કહેવા માડયુ એટલુજ નહિ, પણ તેની જે અસલ કિમત હતી તે કરતા પણ ઓછું મૂલ અકાયુ

બોધ–હલકુ માણસ મોટા માણસની મિત્રાચારીમા આવતા તે પણ લોકોમા મોટુ ગણાય છે, પણ એવી મોટાઇ ઉપર ભરૂસો નહિ રાખતા પોતાની સ્થિતિ સમજીને તે પ્રમાણેજ વર્તવું જોઇએ, કેમકે મોટા માણસોના ફાટા ન્યારા હોય છે ફાટો ફરતાજ તેઓ તેને પોતાથી દૂર કરશે અને તે વેળા લોકો તેની હાસી ને અવગણના કરશે

## કથા ૧૪૪ મી—પાપી અને કળિયુગ

એક માણસ પાપી હતો અને સદા ભુડા કામ કરતો તે માટે તેને કોઈ ઠપકો આપતુ ત્યારે બચાવ કરતો કે " ભાઇ' હુ શુ કરૂ ? હુ તો સારો માણસ છુ અને સારા કામો કરવાને ઇચ્છુ છુ, પણ આ વખત કળિયુગનો છે અને ભુડો કળિયુગજ મને સારા કામ કરતો અટકાવી મારી પાસે ભુડા કામો કરાવે છે " એક દહાડો આમ તે કહેતો હતો તેવામા તેની આગળ કળિયુગ સાક્ષાત પ્રગટ થયો અને બોલ્યો, " ભાઇ! તુ મને બદનામ ના કર તને જો એમ લાગતુ હોય-કે હુ કળિયુગ ભુડો છુ ને તારી પાસે પાપી કામો કરાવુ છુ, તો આ તારા ભાઈબધ સમક્ષ કસમ લઇ કહુ છુ કે હું તારા કામ કે ઇચ્છાની વચ્ચે કદિ આવીશ નહિ, સુખે તુ પુણ્યના કામો કર્યા કર "એમ કહી કળિયુગ અલોપ થયો, પણ તે છતાએ આ પાપી માણસ પાપી કામો કરતોજ રહ્યો તે માટે ફરી તેને ઠપકો આપવામા આવ્યો, ત્યારે તે બોલ્યો,"ભાઇ! હુ શુ કરૂ ? હુ તો સારો માણસ છુ ને સારા કામો કરવાને ઇચ્છુ છુ, પણ નાપાક સેતાન મને સારા કામો કરતો અટકાવી મારી પાસે ભુડા

કામો કરાવે છે ” આ સાભળતાજ સેતાન પ્રગટ થયો અને તેણે પણ કળિયુગની પેઠે સોગદ ખાઈ કહ્યુ કે “ તુ સુખે સારા કામ કર, મારે તારી વચ્ચે આવવુ નથી. ” તેમ છતા આ પાપી માણસે પાપ કરવાનું છોડયુ નહિ અને ફરીવાર ઠપકો મળતા હવે તેણે પોતાના નસીબનો વાક કાઢયો, અને નસીબે હાજર થઈ તેને સારા કામો કરવાની વાત કહી ત્યારે છેલ્લે સરવાળે તે બોલ્યો કે “ ભાઇ હુ શું કરૂ ? હુ તો સારો માણસ છુ ને સારા કામો કરવાને ઇચ્છુ છુ, પણ પરમેશ્વરની તેવી ઇચ્છાજ નહિ હોય તેથી મારાથી તે થઇ શકતા નથી ને ભુડાજ કામો થાય છે ! ” એમ તે ખોટા બહાના કાઢતોજ રહ્યો અને છેવટે એક પાપી માણસ મરણ પામ્યો

**બોધ**—ઘણાક ભુડા માણસો પોતાના ભુડા કામો માટે પોતાને નિર્દોષ જાણી બીજાને દોષ દે છે અને તેવા દોષથી તેઓ પોતાના માબાપ કે ગુરુને પણ મુક્ત રાખતા નથી વળી કેટલાક તો પરમેશ્વરને પણ દોષ દે છે અને સમજે છે કે હવે લોક આપણાપર દયા કરશે, પણ તેમા તેઓ ઠગાય છે બહાના કાઢી ભુડા કામનો બચાવ કરવાની ટેવથી તેઓ જરા પણ સુધરી શકતા નથી જીવતા તેઓ લોકોથી નિંદાય છે ને મુવા પછી નરકે જાય છે

## કથા ૧૪૫ મી—વહાણ અને સમુદ્ર

સારી બાધણીનું અને ઉતાવળી ચાલનું એક વહાણ સમુદ્રમા સફર કરતુ હતુ બહુ વરસ સફર કર્યા છતા કોઈ દહાડો કશુ નુકશાન તે પામ્યું નહિ પોતાના ચાલુ જયથી તેનામા એવું અભિમાન ઉત્પન્ન થયું કે સમુદ્ર મારો નોકર છે અને હું તેનો શેઠ છુ એમ માનીને તે વારવાર સમુદ્રનો તિરસ્કાર કરી તેને પજવવા લાગ્યુ એકવાર સમુદ્રને રીસ ચઢી અને આ વહાણ ભરદરીએ ચાલતું હતું તે

વખતે ભયકર તોફાન કરી તેને ડૂબાડી દીધુ

બોધ-જેને આધારે આપણો સસારવ્યવહાર ચાલતો હોય, તેના તરફ સદા માન અને વિનય દેખાડવા તેનો અનાદર કરવો નહિ. જો કરીએ તો તેને માઠુ લાગે અને તે પોતાનો આશરો બધ કરી આપણને નિરાધાર કરી મૂકે પોતાના ચઢતા બળવડે તે ધારે તો આપણો નાશ પણ કરે. કેટલાક નબળા માણસો બળવાનની મદદથી વધ્યા છતા કહે છે કે અમો એનાથી વધ્યા નથી, પણ અમારાવડેજ એ વધે છે એ નિમકહરામી છે અને તેમ કરનારને તેની સજા થયા વગર રહેતી નથી

## કથા ૧૪૬ મી—ઠગારાં શીઆળ અને લોભી કૂતરાં

એક ગામને પાદરે રાતની વેળા ગામના કૂતરા અને વગડાના શીઆળનો સમાગમ થયો બન્ને ખુશમિજાજમા અને વળી મતલબ મા હોવાથી પરસ્પરનુ વેર ભૂલી જઇ સુખદુ ખની વાતો કરવા બેઠા શીઆળોએ કહ્યુ, “ વહાલા મસીઆઇ ! તમોને દર રાત્રીએ રડણુભુકણુ કરી બરાડા મારતા જોઇ અમોને બહુ દયા આવે છે અમો ધારીએ છીએ કે ગામમા તમોને બહુ દુ ખ પડતુ હશે વળી તમો જાતે ભોળા, એટલે ઠગારા માણસો તમારાપર લાભ પણ બહુ લેતા હોવા જોઇએ પ્રાણી માટે સુખ તો વગડામાજ છે હો ! અમો તો વગડાના સુખથી ધરાઇ ગયા છીએ વળી અસલના વારામા જ્યારે તમો વગડામા વસતા હતા ત્યારે અમો ગામડામા રહેતા હતા તેથી અમો તમને વિનવીએ છીએ કે જો તમારી ઇચ્છા હોય તો આપણે આપણી જગા બદલી લઇએ, અર્થાત્ તમો વગડામા જઇ રહો અને અમો ગામમા રહીએ ” કૂતરા આ મોઢાની મીઠી વાતપર એટલા લલચાયા, કે ઝટ તે કબૂલ કરી ગામ છોડીને વગડામા જઇ રહ્યા, અને શીઆળોએ ગા-

મમા પેસી તેમની જગા કબજે લીધી, પણ ધારેલો લાભ બન્ને પક્ષને મળ્યો નહિ અને સામા તેઓ દુ.ખી થયા કૂતરા વગડામા રોટલા ભાત વિના ભૂખે મરવા લાગ્યા અને છેવટે વાઘ, વરૂ જેવા ઘાતકી પ્રાણીઓનો શિકાર થઇ નાશ પામ્યા શીઆળો પણ ગામમા લીલી શાકભાજી વિના ભૂખે મરવા લાગ્યા અને માણુસોને હાથે માર ખાઇ નાશ પામ્યા

બોધ–ઠગાશ અને લોભી લોકો કદિ સુખી થતા નથી, માટે માણુસોએ ઠગાઈ અને લોભથી સદાકાળ દૂરજ રહેવુ જોઇએ વળી આ કથાથી વધુ બોધ એ મળે છે કે માણસે મતલબની મીઠી વાત સાભળી ભોળવાઈ જઇને પોતાની હમેશની જગા સબળ કારણો મળ્યા વિના છોડવી નહિ, અને એક વાર છોડવી પડે તોપણ શત્રુની જગાએ જઇ આશરો લેવો નહિ

## કથા ૧૪૭ મી—અપ્રમાણિક છોકરો અને બોરડી

એક ખેતરમા બોરડીપર બોર પાકેલા હતા, તે એક વટેમાર્ગુ છોકરાના જોવામા આવ્યા અને તે ખાવાને તેનુ દિલ લલચાવાથી ખેતરની વાડ ભાગી તે અદર પેઠો અને બોર પાડવા મડયો, પણ તે ઉચા હોવાથી પડી શકયા નહિ તેથી તે બોરડી ઉપર ચઢયો પણ તેમ કરતા બોરડીના કાટા વાગવાથી તેનુ શરીર છોલાયુ તથા કપડા ફાટયા છેવટે તે નિરાશ થઇ નીચે કૂદી પડયો અને બોલ્યો, “ આ બોરડીને કાટાવાળી કરવામા પરમેશ્વરે ડહાપણ વાપર્યુ નથી ”

બોધ–પરમેશ્વરે સૃષ્ટિની રચના જે રીતે કરી છે, તેજ વાસ્તવિક છે સૃષ્ટિના નિયમને અનુસરીને ચાલવાથી તે રચના આપણુને સુખદાયી નીવડે છે, પણ તે નિયમથી વિરુદ્ધ વર્તતા આપણે તેનાથી દુ ખ પામીએ છીએ તેમા વાક તે રચનાનો કે તેના રચનાર પરમેશ્વરનો નથી, પણ આપણો પોતાનોજ છે છતા પાપી ને અપ્રમાણિક માણુસો

તેવી વેળાએ પરમેશ્વરને દોષ દે છે, તેથી તેના પાપમા ઉલટો વધારો જ થાય છે જો લાકડા કાપવાની કુહાડી પગમા મારીએ ને તેથી દુ ખી થઇએ, તો તેને માટે કુહાડીને કે તેના બનાવનારને દોષ શા માટે દેવો ?

---

## કથા ૧૪૮ મી—ઉજડ ગામનો એરંડો પ્રધાન

એક ઉજડ પડેલા ગામમા અનેક પ્રકારના નકામા ઝાખરા ઉગી નીકળ્યા હતા તેઓ વચ્ચે એક એરંડો પણ હતો, જે તેઓ સર્વ કરતા કદે ઉચો અને દેખાવમા સુદર લાગતો હતો તેણે બીજા મોટા સુદર અને ગુણી ઝાડો જોયા નહોતા, તેથી એમ સમજતો કે સૃષ્ટિમા સર્વોત્તમ ઝાડ તો માત્ર હુ જ છુ તેની સાથેના ઝાડઝાખરા પણ તેમજ માનતા છેવટે આ એરંડો તે ગામનો પ્રધાન થઇ તેઓ ઉપર અમલ ચલાવવા લાગ્યો થોડા વખત પછી ત્યા એક નગરવાસી આવી ચઢયો તેને આ એરંડાનુ પ્રધાનપણુ જોઇ હસવુ આવ્યુ અને એરંડાનું અભિમાન તોડવા માટે તેણે મુબઇના વિકટોરિયા ગાર્ડનની વાત કરીને કહ્યુ, “ અહો પ્રધાનજી ! એવા મોટા નગરબાગમા કેટલાએ નજીવા જેવા ઝાડો ઉગીને મોટાઇ ખાટી જાય છે અને તમે આવા મહાન્ વૃક્ષ થઇને આ ઉજડ ગામમાજ અધારામા પડી રહ્યા છો તે ઠીક નથી તમો જો તે બાગમા પધારશો તો તમારૂ માન અહીના કરતા સોગણું વધશે, ત્યાના સર્વ ઝાડો તમોને પૂજશે અને નગરવાસીઓ તમારા વખાણ કરશે ” આ ઠઠ્ઠાની વાતને સાચી માની લઇ એરંડાજી તો ખૂબ કુલાયા અને પોતાને તે બાગમા લઇ જવાની વિનતિ તે નગરવાસીને કરી તે તેને વિકટોરિયા ગાર્ડનમા લઇ ગયો, પરંતુ એરંડાએ ત્યાં પોતાની ધારણાથી ઉલટુ જ જોયું ત્યાના સેકડો મૂલ્યવાન ઝાડોની શોભા, મોટાઈ અને ગુણો જોઇ તે તદ્દન ઝખવાણો પડી ગયો અને પોતે માની લીધેલી ખોટી મોટાઇ માટે પસ્તાવા તથા લજવાવા લાગ્યો

બોધ—ખરેખરા મોટાઓની મોટાઈ જ્યાસુધી જોઈ નથી, ત્યા સુધીજ નાનકડા માણુસો પોતાને મોટા માની ફુલાય છે અને પોતાથી ઉતરતી સ્થિતિના લોકો વચ્ચે રોફ મારે છે, પણ તેઓ જ્યારે મોટા માણુસના સમાગમમા આવે છે, ત્યારે ઝાખા પડી જાય છે અને પોતાના આગલા ખોટા વિચારો માટે શરમાય છે

## કથા ૧૪૯ મી—કોયલનાં બચ્ચાં દબાવી બેઠેલી કાગડી

કોયલ જાતે સુદર અવાજવાળી અને મનમોહક છતા તેનામા એક ખોડ છે તે એ કે પોતે મૂકેલા ઇંડાને સેવવાની તે કાળજી રાખતી નથી તેથી વાર વાર કાગડા તે ઇંડાને સેવીને બચ્ચા કાઢે છે, જે મોટા થતા પોતાની કોયલ જાતમાજ જઇ મળે છે એક વાર એક કોયલે વસત ઋતુમા ઈંડા મેલ્યા, પરતુ પોતાના જાતિસ્વભાવ પ્રમાણે તેને સેવ-વાની કે જાળવવાની દરકાર ન કરતા ગમે ત્યા ફરતી રમતી રહી એક કાગડી, જેને બચ્ચાની ઇચ્છા હતી, તેણીના જોવામા આ ઇંડા આવવાથી તેણે તેને સેવીને બચ્ચા કાઢ્યા કેટલેક દહાડે આ બચ્ચાની ખરી મા પેલી કોયલ ત્યા આવી ચઢી અને પોતાના ઈંડાના બચ્ચા નીકળેલા જોઇ કાગડી કને તે માગ્યા કાગડીએ ગુસ્સે થઇ તુચ્છકારથી કહ્યુ "હુ તને ઓળખતી નથી, બચ્ચા તો મારા પોતાના ઇંડામાથી મે ઉત્પન્ન કરેલા છે, તે હુ કદી તને આપીશ નહિ ઝાઝુ બોલી તો ટુપી પીખીને મારીજ નાખીશ" ગરીબ બાપડી કોયલે ઘણીએ દલીલો કરી, સાબી તીઓ આપી કાલાવાલા કર્યા, પણ તે સર્વે વ્યર્થ ગયુ અને કાગડીના જોર આગળ કાંઇજ નહિ ચાલવાથી નિરુપાય થઇને ચાલી ગઇ અને ખેદ કરતી રહી, પણ થોડા વધુ દહાડા ગયા કેડે તેણે પોતાની અજા-યબી વચ્ચે જોયુ કે તેણીના વહાલા બચ્ચા કાગડી દબાવી બેઠી હતી તે અણચિ ત્યા ને આપોઆપજ તેણીને આવી મળ્યા અને પોતાની સાચી

માતા જોડે લાડ તથા ગેલ કરવા લાગ્યા ઉડવાની શક્તિ આવવાથી તથા પેલી કાગડી એક દિવસ બહાર રોકાયલી હતી તે તક લઈને તેઓ પોતાની ખરી માતાની પાસે આવતા રહ્યા હતા

બોધ—ઉલટા સ જોગો બનવાને લીધે કેટલીકવાર નબળા ઉપર જબરાનું જોર ચાલે છે અને તેથી એકની મેળવેલી ચીજનો ધણી બીજો થઈ બેસે છે, એકના પરાક્રમની કીર્તિ બીજો ખાઇ જાય છે, એકનું રચેલુ લખાણ બીજાને નામે ચઢે છે, એટલુ જ નહિ પણ કેટલીકવાર તો એકના જણેલા છોકરા પણ બીજાના થઈ બેસે છે એ રીતે તરેહવાર અનર્થો તથા અન્યાયો દુનિયામા થાય છે, પર તુ વખત અને સ જોગો બદલાતા જેની ચીજ યા કીર્તિ તેને મળ્યા વિના રહેતી નથી

## કથા ૧૫૦ મી—તક ખોવાથી પસ્તાયલો કાગડો

એક કાગડાના હાથમા સુક્કા રોટલાનો કકડો આવવાથી તે તેને ખાવાના ફાફા મારતો હતો, તેવામા તેના એક જાત ભાઇએ તેને ખબર આપી કે “ પાડોશના વાડામા સ્વાદિષ્ટ પકવાન્ન પડેલુ છે તે ઝટ લઈ લ્યો, હુ તો મારા પેટપૂરતુ તેમાથી ખાઇ આવ્યો છુ ” આ કાગડાએ કહ્યુ, ઠીક મારા હાથમા આવેલો આ સુકકો રોટલો ખાઈ રહીને પછી તે પકવાન્ન ખાવા જઇશ પેલા કાગડાએ કહ્યુ “ સુકકો રોટલો પડતો મૂકીને પહેલુ તે પકવાન્ન ખાઇ લ્યો, નહિ તો કોઇ બીજુ પ્રાણી ને ખાઇ જશે ને તમે હાથ ચોળતા રહી જશો ” આ ચેતવણીને નહિ ગણકારતા તે કાગડો રોટલો ખાઇ રહ્યા પછીજ પેલા વાડામાનુ પકવાન્ન ખાવા ગયો, પણ તે અગાઉ તો ક્યારની એક સમડી તે ઉડાવી ગઈ હતી, તેથી પોતાની ઢીલ ને બેદરકારીથી સ્વાદિષ્ટ પકવાન્ન ખોઇ બેસવા માટે કાગડાને બહુજ પસ્તાવો થયો

બોધ—સારી તક ક્વચિતજ મળતી હોવાથી ડાહ્યા માણસો તરતજ તેનો લાભ લે છે. રૂડી તક ખોવાથી એક તો તે તકથી મળતો

લાભ જાય છે અને બીજુ તે માટે પસ્તાવો થાય છે

## કથા ૧૫૧ મી—વાઘ અને દુઃખી બળદ

એક વગડામા વાઘ તથા બળદ વચ્ચે મિત્રાચારી થઇ હતી વાઘ પોતાના બળવડે સુખી હતો, પણ બળદ તેથી ઉલટીજ સ્થિતિમા–દુખી હતો, કેમકે તે શહેરમાથી હાડમાર તથા દેશનિકાલ થઇ વગડામા આવી પડેલો હતો અને વગડામા પણ તેને બીજા પ્રાણીઓથી દુ ખો-જ ખમવા પડતા હતા વાઘની મિત્રાચારી તેણે સુખની આશાથી બાધી હતી, પણ વાઘ અભિમાની તથા લોભી હોવાથી સામો તેને પીડાકારી થઇ પડ્યો હતો એક દહાડો બળદ વધુ સ કટમા આવ્યો ત્યારે પોતાના મિત્ર વાઘ પાસે આવીને પોતાના મનનો ઉભરો ખાલી કરવાના હેતુથી પોતાના દુ ખની કહાણી કહેવા બેઠો એવી આશાથી કે વાઘમામા મારી દયા ખાશે અને મને આશ્રય દેશે, તો તેટલાવડે પણ મારૂ અર્ધુ દુ ખ કપાશે, પણ હજુ તો બળદે પોતાની કહાણી અર્ધી પણ કહી નથી તેટલામાજ વાઘમામા અકળાઇને બરાડ મારી વચ્ચે બોલી ઉઠયા, “ બસ, મિત્ર બસ ! એવા પી જણથી તો મારો જીવ બગડે છે તુ ‘ દુ ખ દુ ખ ’ શેનુ કરે છે ? દુ ખી તો હુ છુ આ વનનો રાજા હોવાથી મારે શિર કેટલા બધા દુ ખો છે ? પ્રાણીઓપર રાજ ચલાવવાનુ દુ ખ ! દરરોજ જૂદા જૂદા પ્રાણીઓ મુલાકાતે કે આવકાર દેવા આવે તેમને સલામ કરવાનુ દુ ખ ! સરસ શિકારો શોધવા તથા મારવાનુ દુ ખ ! મારી વાઘણ રાણીસાહેબને રીઝવવાનુ દુ ખ ! તારા જેવા ભુખડીબારસ મિત્રો આવી દુ ખની વાતો કરે તે સાભળવાનુ દુ ખ, ઇત્યાદિ મિત્ર ! તુ ‘ દુ ખ દુ ખ’ શુ કરે છે ? તારા દુઃખ તો આ મારા મહાભારત દુ ખો આગળ વટાવમા ! ” આમ કહી વાઘમામા ગુસ્સાભેર ઉઠી ચાલતા થયા અને બિચારો બળદ દિલાસો મેળવવાને

બદલે ટપકાનુ નવુ દુઃખ પામી પોતાના હિણભાગ્યને રડતો નિરાશ થઈ પાછો ગયો

**બોધ**—દુ ખીનુ દુ ખ તો તેજ જાણે કે જેના ઉપર દુ ખ વીતેલુ હોય મોટા લોકો ઘણુ કરી સુખ તથા મોજમા ઉછરેલા અને રહેલા હોવાથી તેઓ ર કોના દુ ખની પિછાણુ કવચિતજ કરી શકે છે મોજ-શોખ આડે તેઓ દુ ખીઓની દરકાર કરતા નથી અને ઉલટા પોતાના સુખને દુ ખનુ રૂપ આપી પોતાને વધુ દુ ખીઆ બતાવે છે એવા સ્વાર્થી તથા અભિમાની મોટા માણસો પાસેથી દિલાસો મેળવવાની આશા વૃથા છે

## કથા ૧૫૨ મી—ભૂખ્યો કૂતરો અને જમતો માણસ

એક શખસ ચોકમા બેસી સ્વાદિષ્ટ ભોજન મોજથી જમતો હતો એક ભૂખથી અર્ધમુઓ થઇ રહેલો કૂતરો થોડુ ઘણુ મળવાની આશામા તેના તરફ તાકયા કરતો હતો પોતાની મોજમા અડચણ થતી માની ત શખસે તેને હાકી કહાડ્યો, પણ કૂતરો પાછો આવીને ઉભો એ પ્રમાણે ત્રણ ચાર વાર બનવાથી તે શખસે ક ટાળી જઈને એક લાકડાનો ટુકડો હાથમા આવી ગયો તે તેની ઉપર ફે કયો કૂતરો તે ટુકડો મુખમા લઇને તેને ચાટવા તથા કરડવા લાગ્યો તેથી પેલા શખસે તેને બહુજ ધિક્કાર્યો કૂતરે આસુ ટપકાવી કહ્યુ, 'નિર્દય મનુષ્ય' તુ મને નાધિક્કાર, ધિક્કારને પાત્ર તો તુ પોતેજ છે મે આ ટુકડાને લાકડુ જાણીને નહિ પણ તે મારા ભણી તારા ભાણામાથી એકાદ કોળિયો ફે કયો છે એમ સમજીને મોઢામા લીધો હતો હુ ભૂખથી ગાડો બનેલો છુ અને તેથી મારા તરફ જે કાઈ ફે કાય તે વસ્તુ ખાવાના ટુકડા સમાનજ લાગે છે તારામા જો દયા તથા વિવેક હોત તો તુ તારા ભાણામાનુ એઠુ પણ નાખીને મારી બળતી આતરડીને ઠારત, અને જે પૂર્વના પુણ્યથી આટલુ સુખ તને મળ્યુ છે તેને લબાવવા માટે વધુ પુણ્ય મેળવત '

બોધ-ભૂખનુ દુખ એવુ જબરૂ છે કે જે કોઇ પ્રાણી ઉપર તે આવી પડે છે, તેની બુદ્ધિ અને નીતિને તે ઉતારી પાડે છે માટે પરમેશ્વરે જેમને શક્તિ આપી હોય તેમણે ભૂખ્યા પ્રાણીઓને તૃપ્ત કરવા જોઈએ વળી અપગ અને અશક્ત માણસો માટે તેમને નિભાવનારા સ્થાયી ખાતા કહાડવા ઉપરાત જેઓ કામધધો નહિ મળવાથી, અનાવડતથી, કુસગથી, આળસથી કે બીજા કારણોથી દુર્દશામા આવી પડેલા હોય, તેમના તે કારણ દૂર થઈને તેઓ સદાને માટે આળસુ-બેઠાખાઉ થઈ પડતા અટકે તેમ કરવાનો પણ ધનવાનો અને વિદ્વાનોનો ખાસ ધર્મ છે



# અનુક્રમણિકા


| ક્રમાંક | કથા | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | બાપ, દીકરો અને નીતિકથા | ૧ |
| ૨ | માકડ અને કીડી | ૨ |
| ૩ | માર ખાવા છતા દમ ભરાવનાર કૂતરો | ૩ |
| ૪ | કુકડાની લડાઇ | ૪ |
| ૫ | ડખ તોડેલો વિછી | ૫ |
| ૬ | વાઘમામા અને તેની માસી ફાલુ | ૬ |
| ૭ | ચોરઆમલો અને સાગ | ૭ |
| ૮ | ઘડિયાળ અને સૂરજ | ૮ |
| ૯ | ઔષધીનો પાલો અને માળી | ૯ |
| ૧૦ | ગધેડીની અત્તરણી | ૧૦ |
| ૧૧ | શ્રી ઇન્દ્રરાજા અને પ્રજાપચ | ૧૧ |
| ૧૨ | મોતિયો તથા નેત્રવૈદ | ૧૨ |
| ૧૩ | મોટો ધણી અને હેતાળ ધણીઆણી | ૧૩ |
| ૧૪ | ઝાડ, લક્કડખોદ અને શકરોબાજ | ૧૪ |
| ૧૫ | સિહને ઘર લગ્ન અને ગધેડાનો ભોગ | ૧૫ |
| ૧૬ | કોયલ અને મનુષ્ય | ૧૭ |
| ૧૭ | કવિ અને મોત | ૧૮ |
| ૧૮ | કૂતરો અને ડગોગે | ૧૯ |
| ૧૯ | થોડા દુખથી બચવા જતા માર્યું ગયલુ કબૂતર | ૨૦ |
| ૨૦ | વાઘને ત્યા મરણ અને બીજા પ્રાણીઓનુ રડણુ કૂટણુ | ૨૧ |
| ૨૧ | મધમાખ અને તેનો મલાહકાર | ૨૨ |
| ૨૨ | વાઘરીવાડે જઈ જીવ ખોઇ બેઠેલી શિયાળ | ૨૩ |
| ૨૩ | કોયલનુ ગાયન અને તેમા સમાયેલો ભેદ | ૨૪ |
| ૨૪ | બન્દરની સીડી ઉપર ચઢેલા પાણીનો ઉછાળો | ૨૫ |

| ક્રમાંક | કથા | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૨૫ | દેડકાઓની ઉજાણીમા સરડા પરોણો | ૨૫ |
| ૨૬ | માદી બકરી અને ઘીનો શીરો | ૨૬ |
| ૨૭ | મકોડો ને ઉંદર | ૨૭ |
| ૨૮ | ફૂલવાડીમા બિગાજેલો અરડસો | ૨૮ |
| ૨૯ | કૂતરૂ અને વાદરૂ | ૨૯ |
| ૩૦ | મનુષ્ય અને વેષધારી ગીધ | ૨૯ |
| ૩૧ | મરઘી અને બતક | ૩૦ |
| ૩૨ | રેલમાતા અને પ્રાણીઓ | ૩૧ |
| ૩૩ | બચ્ચાની ગ્રહરાશી જોવરાવવા ગયેલી બિલાડી | ૩૨ |
| ૩૪ | ગુરુ થઇ બેઠેલો સરડો | ૩૩ |
| ૩૫ | માણુસાઇનો દાવો કરનાર વાદરો | ૩૪ |
| ૩૬ | શાણો હાથી અને અહંકારી માવત | ૩૪ |
| ૩૭ | વડનુ ઝાડ અને વટેમાર્ગુ | ૩૫ |
| ૩૮ | બગલી સાથે પરણીને ફસી પડેલો કાગડો | ૩૬ |
| ૩૯ | બાળક અને ભેસ | ૩૮ |
| ૪૦ | કૂતરાનુ રડવુ | ૩૮ |
| ૪૧ | દ્રાક્ષનો વેલો અને દાડમનુ ઝાડ | ૩૯ |
| ૪૨ | દાઢીવાળો બકરો | ૪૦ |
| ૪૩ | ઢોરોની હડતાલ અને વાઘ વરૂને તડાકો | ૪૧ |
| ૪૪ | પૂછડી ખોઇ આવેલો ઉંદર | ૪૨ |
| ૪૫ | ખજુરી અને નબરપાડુ | ૪૨ |
| ૪૬ | વાઘણુની વહેવાણુ થઈ દીકરી ખોઇ બેઠેલી શિયાળ | ૪૩ |
| ૪૭ | માની શિખામણુ નહિ માનનાર બકરૂ | ૪૪ |
| ૪૮ | જૂદી જૂદી સ્થિતિ પામેલા બે જોડીઆ બળદ | ૪૬ |
| ૪૯ | વાઘનુ નામ ધરાવનાર શિયાળનુ બચ્ચુ | ૪૭ |
| ૫૦ | વાઘ, વરૂ અને કૂતરા મિત્રો | ૪૮ |
| ૫૧ | વાઘણ અને બકરી | ૫૦ |

| ક્રમાંક | કથા | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૫૨ | ગીધ અને શહેર સુધરાઇ | ૫૩ |
| ૫૩ | કાંટો અને પગ | ૫૩ |
| ૫૪ | કળશીઓ અને પાણી | ૫૪ |
| ૫૫ | બકરી તથા કૂતરી વચ્ચેનો કજીઓ અને વાંદરાનો ન્યાય | ૫૫ |
| ૫૬ | પોપટને પીંજરે બેઠેલો કાગડો | ૬૦ |
| ૫૭ | ઝુલ્ફાં અને આંખો | ૬૧ |
| ૫૮ | વરૂ તથા બકરી વચ્ચે વાંધો અને ગની બિલાડાનો ઇન્સાફ | ૬૨ |
| ૫૯ | કરજ કરી મોજ ભોગવનારી વાવણુ | ૬૩ |
| ૬૦ | તાડ અને પીપળો | ૬૪ |
| ૬૧ | વખતબાવા અને મનુષ્ય | ૬૫ |
| ૬૨ | ગાય, ભેંસ અને વરસાદ | ૬૬ |
| ૬૩ | ફૂલના દડામાના પરચુરણ ફૂલો અને ગુલાબ | ૬૭ |
| ૬૪ | બ્રાહ્મણ અને શ્રીમહાદેવજી | ૬૮ |
| ૬૫ | ચશ્માવાળો ઘુવડ | ૬૯ |
| ૬૬ | કોલેરા અને ડૉક્ટર | ૭૦ |
| ૬૭ | અગરબત્તી અને રોશની | ૭૧ |
| ૬૮ | વાંદરો અને બંદુક | ૭૧ |
| ૬૯ | જામફળી અને તેનુ પ્રથમ ફળ | ૭૨ |
| ૭૦ | કાણો શિયાળ | ૭૩ |
| ૭૧ | મુંગો થયેલો પોપટ | ૭૩ |
| ૭૨ | વાઘને હાથે ફમી મુવેલો બળદ | ૭૪ |
| ૭૩ | કોયલનું ગાયન અને પરીક્ષક હોલો | ૭૫ |
| ૭૪ | પક્ષીઓની ઉજાણી અને ઘુવડનો વાંધો | ૭૬ |
| ૭૫ | લોભી કાગડો | ૭૭ |
| ૭૬ | ઘાયલ થયેલો વાઘ અને પરગજુ વૈદ | ૭૭ |
| ૭૭ | દાતરડું અને હળ | ૭૯ |
| ૭૮ | ચિત્તો અને સાઢ | ૮૦ |

| ક્રમાંક | કથા | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૭૯ | જૂદી જૂદી સ્થિતિ પામેલા બે જોડીદાર વેલા | ૮૧ |
| ૮૦ | સવારીનો ઘોડો અને વૈતરો ગધેડો | ૮૨ |
| ૮૧ | મોદો માણસ અને રસાયણ | ૮૩ |
| ૮૨ | વાદરી, તેનું બચ્ચું અને ચાડીઓ | ૮૪ |
| ૮૩ | સારસ અને શિકારી | ૮૫ |
| ૮૪ | ઔષધનો પાલો અને તેનો રોગ | ૮૬ |
| ૮૫ | ઉદર દૂધો અને ઘર પડયું | ૮૭ |
| ૮૬ | બેવડીમારૂ દેડકો | ૮૮ |
| ૮૭ | જમીન ખોદનાર માણસ અને સાપોલિયું | ૯૦ |
| ૮૮ | મોર અને રંગારી | ૯૦ |
| ૮૯ | કાવત્રાખોર ખીસકોલી અને નોળીઓ તથા ગરુડ | ૯૧ |
| ૯૦ | લીમડો અને પક્ષીનો માળો | ૯૬ |
| ૯૧ | ગુલબાસ અને ગુલછડી | ૯૭ |
| ૯૨ | લબકરણુ ગધેડો | ૯૮ |
| ૯૩ | નવો વાઘ અને જૂનો શિયાળ | ૧૦૦ |
| ૯૪ | સૂરજમુખી ફૂલ અને સૂર્યનું આકર્ષણ | ૧૦૧ |
| ૯૫ | નાગની કાચળી પહેરીને નીકળેલો સાપ | ૧૦૨ |
| ૯૬ | મરઘી, ઇંડાં અને સેવન | ૧૦૨ |
| ૯૭ | કુમ્ભો અને તેના મિત્ર | ૧૦૪ |
| ૯૮ | સસલાના બાપનું શ્રાદ્ધ | ૧૦૭ |
| ૯૯ | વાંઝણી કાગડી અને કોયલના બચ્ચાં | ૧૦૮ |
| ૧૦૦ | ચકલી, બાવાચકલી અને માળો | ૧૦૯ |
| ૧૦૧ | સર્પ અને ઝાડ | ૧૧૦ |
| ૧૦૨ | લડાઈમાં ગયેલા ઘોડા અને ગધેડા | ૧૧૦ |
| ૧૦૩ | બોલતી ઘોર અને ચોરીનો માલ | ૧૧૧ |
| ૧૦૪ | રાજવંશી ઘોડો અને તેના શત્રુ | ૧૧૩ |
| ૧૦૫ | વાઘ, કઠિયારો અને શિકારી | ૧૧૬ |

| ક્રમાંક | કથા | પૃષ્ઠાંક |
| --- | --- | --- |
| ૧૦૬ | માણુસ અને નસીબ | ૧૧૭ |
| ૧૦૭ | પારસરીનુ ઝાડ અને કણુખરીની વેલ | ૧૧૮ |
| ૧૦૮ | ધૂમકેતુ અને ગ્રહો | ૧૧૯ |
| ૧૦૯ | કંસારી અને કરોળિયો | ૧૨૧ |
| ૧૧૦ | માણુસ અને ગધેડો | ૧૨૨ |
| ૧૧૧ | હઠીલો વાછરડો | ૧૨૩ |
| ૧૧૨ | સિંહ અને આગગાડી | ૧૨૪ |
| ૧૧૩ | રેલ્વે ગાડીને ધમડવાનો દાવો કરનાર "બ્રેક" | ૧૨[illegible] |
| ૧૧૪ | બે બળદ અને બે જાતનુ ઘાસ | ૧૨૭ |
| ૧૧૫ | પીપળો અને તેના ઉપર ઉગેલા રોપા | ૧૨૮ |
| ૧૧૬ | વાઘનુ સગપણુ સાધવા નીકળેલી બિલાડી | ૧૨૯ |
| ૧૧૭ | "બ્રહ્મજાલ" અને નગરવાની | ૧૩૧ |
| ૧૧૮ | ગધેડા ગધેડીનુ સુધરેલુ જોડુ | ૧૩૩ |
| ૧૧૯ | મોટા દિલનો ઘોડો અને અદેખો કૂતરો | ૧૩૪ |
| ૧૨૦ | મોટા પ્રાણીની પંક્તિમાં બિરાજનાર વનોરૂ યાને વણિયર | ૧૩૫ |
| ૧૨૧ | સિંહ અને શિયાળ | ૧૩[illegible] |
| ૧૨૨ | અમરવેલ અને અજ્ઞાની | ૧૩૮ |
| ૧૨૩ | ગાયનુ ચામડુ પહેરી નીકળેલો વાઘ | ૧૩૯ |
| ૧૨૪ | ત્રણશેરી થઇ બેઠેલો પથ્થર | ૧૪૦ |
| ૧૨૫ | ઉદ્યમી ભમરો અને આળસુ માણુસ | ૧૪૧ |
| ૧૨૬ | જૂદી જૂદી સ્થિતિ પામેલા બે [illegible]તરા ભાઇ | ૧૪૧ |
| ૧૨૭ | વિમાની અને ગરુડ | ૧૪૩ |
| ૧૨૮ | માકડા તથા ગધેડાનુ નાટક | ૧૪૪ |
| ૧૨૯ | પદવી પામેલુ ઉંટ અને રાજદ્વારી હાથી | ૧૪[illegible] |
| ૧૩૦ | બાઇનુ કુરકુરિયુ અને લટકનો કૂતરો | ૧૪૭ |
| ૧૩૧ | ખાઉધરી કૂતરી અને નાનકડી ચાકરડી | ૧૪૭ |
| ૧૩૨ | પટેરો અને કમાણી | ૧૪૮ |

| ક્રમાંક | કથા | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧૩૩ | બપૈયો અને ખેડુત | ૧૪૯ |
| ૧૩૪ | પર્વત અને પ્રવાસી | ૧૫૦ |
| ૧૩૫ | મોર અને તેતર | ૧૫૧ |
| ૧૩૬ | બે બદુકો અને ન્યાયદંડ | ૧૫૩ |
| ૧૩૭ | ખાળગાડીને જોડેલો બકરો અને બોજો ઘસડનાર બળદ | ૧૫૪ |
| ૧૩૮ | ઘોડા પાછળ ભમનારો કુતરો | ૧૫૫ |
| ૧૩૯ | જળપાત્રમા પડેલુ મગતરૂં | ૧૫૬ |
| ૧૪૦ | ઇફેલ ટાવર અને પીરામીડ | ૧૫૬ |
| ૧૪૧ | પાડો અને ગેડો | ૧૫૮ |
| ૧૪૨ | સફેતામાં બોળાઇને ગોરો થયેલો કાગડો | ૧૫૮ |
| ૧૪૩ | ખોટું મોતી અને રાજકન્યા | ૧૫૯ |
| ૧૪૪ | પાપી અને કળિયુગ | ૧૬૦ |
| ૧૪૫ | વહાણુ અને સમુદ્ર | ૧·૧ |
| ૧૪૬ | ઠગારા શિયાળ અને લોભી કૂતરાં | ૧ ૨ |
| ૧૪૭ | અપ્રમાણિક છોકરો અને બોરડી | ૧·૩ |
| ૧૪૮ | "ઉજડ ગામનો એરંડો પ્રધાન" | ૧૬૪ |
| ૧૪૯ | કોયલના બચ્ચા દમાવી બેઠેલી કાગડી | ૧ ૫ |
| ૧૫૦ | તક ખોવાથી પસ્તાયેલો કાગડો | ૧·૬ |
| ૧૫૧ | વ્રુવ અને દુખી બળદ | ૧ ૭ |
| ૧૫૨ | ભૂખ્યો કુતરો અને જમનો માણસ | ૧ ૮ |



# ગ્રંથવાંચનના ફાયદા

**यस्यास्ति सद्ग्रन्थविमर्शभाग्यं किं तस्य शुष्कैश्चपलाविनोदैः**

અર્થાત્—જેના ભાગ્યમા સારા સારા ગ્રથો વાચવાવિચારવાના હોય તેના આગળ ચચળ લક્ષ્મીના શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે ?

**મહાત્મા ગાંધીજી** લખે છે કે –"પુસ્તકોમાં હુ ગુથાયલો રહી શકતો તેથી મને બે માસ વધારે જેલ મળત તો પણુ હુ કાયર નહિ થાત, એટલુ જ નહિ પણુ મારા જ્ઞાનમા ઉપયોગી વધારો કરી શકવાથી હુ ઉલટો વધારે સુખચેનમા રહેત હુ માનુ છુ કે જેને સારા પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાતવાસ સહેલાઇથી વેઠી શકે છે ××એક પછી બીજુ, એમ પુસ્તકો વાચતા છેવટે તમે અતર વિચાર પણુ કરી શકશો "

**સ્વ૦ પઢિયાર** લખે છે કે "બધુઓ ! સારાં પુસ્તકો એટલે શુ એ તમે જાણો છો ? સારા પુસ્તકોની કિમત તમે સમજો છો ? ભાઇ ! હજી આપણે એ નથી સમજતા જો સમજતા હોઇએ તો આપણી હાલત આવી ન હોય મને તો લાગે છે કે જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમા શોભી રહેલા ચળકતા તારાઓ છે, જ્ઞાન એ સમુદ્રનો લાભ લઇ શકાય તેવા વહાણો છે, જ્ઞાન એ સૂર્ય છે અને આપણા ઘરમા આવી શકે એવો તેનો પ્રકાશ તે પુસ્તકો છે, જ્ઞાન એ સોનાની ખાણુ છે, અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણુને બધબેસતા થાય તેવા દાગીના છે, જ્ઞાન એ મોટામા મોટી કિમતી નોટો છે, અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સીક્કાઓ છે જ્ઞાન વાયુ છે, અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠડક આપનાર પખાઓ છે જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે, જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણુને રહેવાલાયક મકાનો છે, જ્ઞાન તે અનાજનો ભડાર છે, અને પુસ્તકો તે રોટલા છે, જ્ઞાન તે મેઘ છે, અને પુસ્તકો તે આપણા ઘરમા રહી શકે તેવાં પાણી ભરેલાં માટલા છે, અને જ્ઞાન તે સર્વ-શક્તિમાન પરમાત્મા છે, અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનાર પૂજનીય દેવો છે "